શ્રી ચારિત્રસ્મારક ગ્રંથમાળા ગ્રંથાંક...૩૬

# જૈનપર્વ તિથિનો ઇતિહાસ

મુનિ દર્શનવિજયજી (ત્રિપુટી)

: પ્રાપ્તિસ્થાન :

શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા

ચંદુલાલ લખુભાઈ પરિખ

નાગજી ભૂદરની પોળ : અમદાવાદ.

વિ. સં. ૨૦૦૪ * વીર સં. ૨૪૭૪

ચારિત્ર સં. ૩૦ * ઈ. સ. ૧૯૪૭

નકલ ૧૦૦૦ આવૃત્તિ ૧ લી

કિંમત રૂ. ૦-૪-૦

## બે બોલ

ભગવાન્ શ્રી મહાવીરસ્વામિથી લઇ આજસુધી જૈનશાસનમાં એકજ તિથિવ્યવસ્થા છે. આ. શ્રી રામચંદ્રસૂરિજી મ. વિગેરેએ વિ. સં. ૧૯૯૨ ના પર્યુસણથી તિથિવિષયક પોતાનો નવો મત ચલાવ્યો છે. પરન્તુ તેમાં ક્યાં ભૂલ થાય છે તે સવિસ્તર સમજાવવા માટે મેં એજ અરસામાં "જૈન પંચાંગ પદ્ધતિ" પુસ્તક તૈયાર કરી શ્રી સંઘને આપ્યું હતું. જેના આધારે ઘણા સત્યપ્રેમીઓએ તિથિ વિષયક સત્ય માર્ગને સ્વીકાર્યો છે અને નવા મતવાળાઓએ પણ તેના લખાણને જુઠું કહેવાનું ઉચિત ધાર્યું નથી. તે પુસ્તકની માગણી ખુબ છે પણ તેની થોડી નકલો હોવાથી દરેકને પુરી પાડી શકીયે તેમ નથી. વળી તે પુસ્તક વિસ્તૃત હોવાથી વાંચકો પણ તેને વાંચવાને પુરો ટાઇમ મેળવી એક ધારી રીતે વાંચી શકે તેમ નથી. આ પરિસ્થિતિ હોવાથી ઘણા મુનિવરો અને શ્રાવકોએ એવી વિનતિ કરી કે આ પુસ્તકને સંક્ષેપી

સરળ મુમુક્ષુઓ પણ સમજી શકે એવી શૈલિથી ફરીવાર પ્રકાશિત કરવું જોઇએ, તેઓની આ વિનંતિને ધ્યાનમાં લઈ પ્રયાસ કર્યો અને પ્રસ્તુત જૈન પર્વતિથિનો ઇતિહાસ તૈયાર કર્યો છે. આમાં સામાન્ય બુદ્ધિવાળો પણ સમજી શકે એવી રીતે તિથિવિષયક વસ્તુદર્શન કરાવ્યું છે. વિસ્તૃત પાઠો તર્કો કે ચર્ચાઓને આમાં બહુ સ્થાન આપ્યું નથી. પણ એકંદરે નક્કર વસ્તુ આમાં રજુ કરેલ છે

વાંચકોને સુચના છે કે તેઓ વિવેકી બની આ પુસ્તકને વાંચે અને સત્ય ગ્રહણ કરી આત્મકલ્યાણ કરે એ શુભેચ્છાપૂર્વક વિરમું છું.

વિ. સં. ૨૦૦૪
આઇઓીજ સોમ
રોહિડા

લી०
મુનિદર્શનવિજય

ॐ

श्री गौतमगणधराय नमो नमः ।

# જૈન પર્વતિથિનો ઇતિહાસ

## પ્રકરણ–૧

### પર્વતિથિ

આર્યાવર્તમાં ધર્મના આરાધન માટે તિથિઓ અને નક્ષત્રો ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે તેમાં જૈન શાસ્ત્રોએ અને વૈદિક શાસ્ત્રોએ ધર્મની આરાધના માટે અમુક દિવસો ખાસ નિયત કર્યા છે.

જૈન શાસ્ત્રોમાં પર્વતિથિઓ માટે નીચે પ્રમાણે ઉલ્લેખ છે—

આઠમ, ચૌદશ, પૂર્ણિમા, અમાવાસ્યા એ ચાર મુખ્ય પર્વતિથિઓ છે.

(૧) અંગસાહિત્યમાં મુખ્યતયા પર્વતિથિઓમાં ચતુષ્પર્વીનો ઉલ્લેખ છે: ૧ ચૌદશ ૨ આઠમ ૩ પૂર્ણિમા અને ૪ અમાવાસ્યાને ચતુષ્પર્વી કહી છે.૧+

૧+ ચતુષ્પર્વીના પાઠો, અમાસ પૂનમના પાઠો—

अ—अथ च 'चाउद्दसट्ठमुद्दिट्ठपुण्णमासिणीसु पडिपुण्णं' मित्यस्य व्याख्या ।

(સૂત્રગડાંગસૂત્ર)

(૨) તેમજ ઉપરની ચતુષ્પર્વી સહિત બારપર્વીનો ઉલ્લેખ ૨, ૫, ૮, ૧૧, ૧૪, ૧૫ પણ જૈનસાહિત્યમાં ઉપલબ્ધ થાય છે—૨, ૫, ૮, ૧૧, ૧૪, ૧૫+૨— શુક્લ પક્ષ અને કૃષ્ણપક્ષની તિથિઓ ગણતાં, બાર પર્વતિથિઓ થાય છે. જેમ જૈનશાસ્ત્રકારોએ ચતુષ્પર્વીનો ઉલ્લેખ કર્યો

अ—'चाउद्दसट्ठमुद्दिट्ठ पुण्णिमासीसु'—
(ભગવતી શ૦ ૨, વિપાકસૂત્રવૃત્તિ)

इ—चतुष्पर्वी-अष्टमी चतुर्दशी अमावास्या पूर्णिमा लक्षणा।
—(પ્રવચન સારોદ્ધાર વૃત્તિ)

ई—चतुष्पर्वी-अष्टमी चतुर्दशी पूर्णिमामावास्या लक्षणा चतुर्णां पर्वाणां समाहारः चतुष्पर्वी।
—(યોગશાસ્ત્ર, પ્ર૦ ૩, શ્લોક ૮૫ વૃત્તિ)

उ—अमावासाए उववासं काउं, अट्ठमीमाइसु उववासं काउं पारणए साहूणं दाउं पारिज्जइ।
—(પર્યુષણાચૂર્ણિ)

ऊ—प्रश्न-पूर्णिमास्तिचत्र पर्व पर्वत्वेन संगीयन्ते सर्वा अपि वा पर्वतयांगीयायाः? इति श्राद्धाः भूयो भूयः पृच्छन्ति उत्तर-'छण्हं तिहीणं मज्झम्मि का तिहि? अज्जयासरे' इत्यादि आगमानुसारेण अविच्छिन्नवृद्धपरंपरया च सर्वा अपि पूर्णिमाः पर्वत्वेन मान्या एवेति।
—(હીરપ્રશ્ન)

ए—इत्यादि ग्रन्थानुसारेणाविच्छिन्नपरम्परया च सर्वा अपि अमावास्यापूर्णिमादितिथयः पर्वत्वेनाराध्या एवेति।
(સેનપ્રશ્ન)

+२. A बीआ पंचमी अट्ठमी, इगारसी चउदसी पण तिहीओ। एआओ सुयतिहिओ, गोयमगणहारिणा भणिआ॥
—(શ્રાદ્ધવિધિ, સેનપ્રશ્ન)

છે, તેમજ વૈદિક સાહિત્યકારોએ પણ એ જ ચતુષ્પર્વીનો[3]+ ઉલ્લેખ કર્યો છે. તેમાં પણ (૧) ચૌદશ, (૨) આઠમ, (૩) અમાવાસ્યા અને ૪ (પૂર્ણિમાનું વિધાન છે. બાર પર્વોમાં બીજ વગેરે એકેક પર્વ છે, જ્યારે ચૌદશ-પૂનમ અને ચૌદશ-અમાસ એ જોડિયાં પર્વ છે.

## पर्वनां अनुष्ठानो—

(૮, ૧૪, ૧૫, ૦)) +[4]એ ચતુષ્પર્વીમાં તપ-ઉપવાસ, પાપકર્મનો ત્યાગ, બ્રહ્મચર્યનું પાલન અને પૌષધ વગેરે કરવાં જોઈએ. આ ક્રિયાઓવડે પર્વનું આરાધન થાય છે. ચતુર્થપ્રતિમાધારી ચતુષ્પર્વીમાં ફરજીઆત પૌષધ કરે છે. ચતુષ્પર્વી અને પાંચમ વગેરે પર્વતિથિઓ ફરજિયાત આરાધનાની છે. અન્ય તિથિઓ મરજિયાત આરાધવાની છે.

---

B अट्ठमी चउद्दसी नाणपंचमी पज्जोसवणा चाउमासी-
पसु ।
—(પંચાશક૭, ૧૯મું.)

C એક અહિનામાં ૨, ૫, ૮, ૧૧, ૧૪, ૧૫, એમ બાર પર્વ તિથિઓ છે.
—(સં. ૧૫૮૩નો સાધુ મર્યાદા પટ્ટક, બોલ ૯)

+૩. चतुर्दश्यष्टमी चैव, अमावास्या च पूर्णिमा ।
पर्वाण्येतानि राजेन्द्र ! रविसंक्रान्तिरेव च ॥
(વિષ્ણુપુરાણ)

अमावास्यामष्टमीं च, पौर्णमासीं चतुर्दशीम् ।
ब्रह्मचारी भवेन्नित्य मन्तौ स्नातको द्विजः ॥
—(મનુસ્મૃતિ)

+૪. (ग.) चतुष्पर्व्यां चतुर्थादि कुव्यापारनिषेधनम् ।

વિષ્ણુપુરાણ અને મનુસ્મૃતિમાં પણ ૮, ૧૪, ૧૫, અને ૦)) સંક્રાંતિના દિવસે તૈલમર્દન, સ્ત્રીસેવન અને માંસ વગેરેનો ત્યાગ ઉપદેશ્યો છે તેમજ બ્રહ્મચારી રહેવા સૂચવ્યું છે.

---

ब्रह्मचर्यक्रिया स्नाना-दित्यागः पौषधव्रतम् ॥ ८५ ॥
वृत्ति-तस्यां चतुर्थादिकं तपः વગેરે

—(આ. હેમચંદ્રસૂરિકૃત સ્વોપજ્ઞ યોગશાસ્ત્ર પ્ર૦ ૩, શ્લો૰ ૮૫ પૃ. ૧૮૩)

(आ.) चाउद्दसट्ठमुदिट्ठपुण्णिमासीसु पडिपुण्णं पोसह

—(ભગવતીસૂત્ર, શ૦ ૨; સેન પ્રશ્ન, પૃ. ૪૧; વીર૦ વર્ષ ૧૫, અં૦ ૧૭, પૃ. ૨૭૮)

(इ) पव्वेसु पोसहाइ बंभ अणारंभ तवविसेसाइं ।
आसो य चित्त अट्ठाहिय य पमुहेसु विसेसेणं ॥

(ई) चतुष्पर्व्यां कृतसम्पूर्णचतुर्विधपौषधः, पूर्वोक्तानुष्ठानपरो मासचतुष्टयं यावत् पौषधप्रतिमां करोति।
(आचारमयसमाचारी पृ० ३)

(उ) प्रतिमाधरः श्रावकः श्राविका वा चतुर्थीप्रतिमाव आरभ्य चतुष्पर्वीपौषधं करोति, तदा मुख्यवृत्त्या पाक्षिक पूर्णिमयोश्चतुर्विधाहार षष्ठ एव कृतो युज्यते। (प्रश्न. ४२)
प्रवचनसारोद्धारादिग्रन्थे श्राद्धचतुर्थप्रतिमायां चतुष्पर्वीदिने परिपूर्णश्चतुष्प्रकारपौषधः कथितोऽस्ति।
(सेनप्रश्न उल्लास ४ प्र० ४८)

(ऊ) मोत्तुण चउपव्वीं । (उत्सूत्रोद्घाटनकुलक)

**तिथि-पंचांग-व्यवस्था—**

પર્વમાટે આદેશેલ ધર્મક્રિયાની આરાધના માટે પર્વતિથિઓનો સ્પષ્ટ ફોડ કરવો જોઇએ. પરંતુ તે પહેલાં આપણે પ્રાચીન તથા અર્વાચીન તિથિ-પંચાંગો તરફ નજર કરી લઇએ.

સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, જ્યોતિષ કરંડક, પ્રકીર્ણક અને લોકપ્રકાશ સર્ગ ૨૮માં પ્રાચીનકાળનું પંચાંગ ગણિત નીચે મુજબ મળે છે—

પ્રાચીન કાળમાં પાંચ વર્ષનો એટલે ૧૮૩૦ અહોરાત્રનો ૧ યુગસંવત્સર મનાતો હતો, જેનું પ્રમાણ સંવત્સરનો ૬૦ સૌરમાસ, ૬૧ ઋતુમાસ, ૬૨ ચંદ્રમાસ, સાત રાત્રિ-દિન તથા ૧૧$\frac{૨૩}{૬૨}$મુહૂર્ત અધિક ૫૭ અભિવર્ધિત માસ અને ૫૭ નક્ષત્રમાસનો સમાવેશ થતો હતો.

૧ નક્ષત્રસંવત્સર—૨૭$\frac{૨૧}{૬૭}$ અહોરાત્રનો ૧નક્ષત્રમાસ, ૩૨૭$\frac{૫૧}{૬૭}$અહોરાત્રનું ૧નક્ષત્રવર્ષ અને ૬૭ નક્ષત્રમાસનો ૧યુગ

૨. ચંદ્રસંવત્સર—$\frac{૬૧}{૬૨}$ અહોરાત્રની એક તિથિ ૨૯$\frac{૩૨}{૬૨}$ અહોરાત્રનો ૧ ચંદ્રમાસ, ૩૫૪$\frac{૧૨}{૬૨}$ અહોરાત્રનું ૧ ચંદ્રવર્ષ અને ૬૨ ચંદ્રમાસનો ૧ યુગ.

---

(ञ) अट्ठमी पक्खसीसु य नियमेण हविज्ज पोसहिओ
( आवश्यकचूर्णि पृ० ३०४ )

(क) प्रतिपदादितिथिषु अनियमं दर्शयति, अष्टम्यादिषु नियमः।
( श्रीहारिभद्रीयतत्त्वार्थ टीका पृ० ३३६ )

(ट) अनेन चान्यासु तिथिषु अनियमं दर्शयति मावश्यंतयाऽन्यासु कर्तव्यः, अष्टम्यादिषु तु नियमेन कार्यः।
( श्री तत्वार्थ. अ० ७ सू० १६ श्रीसिद्धसेनीया टीका )

૩. ઋતુસંવત્સર—૩૦ અહોરાત્રનો ૧ ઋતુમાસ, ૩૬૦ અહોરાત્રનું ૧ ઋતુવર્ષ, ૬૧ ઋતુમાસનો ૧ યુગ.

૪. આદિત્ય સંવત્સર—૩૦½ અહોરાત્રનો ૧ સૌરમાસ, ૩૬૬ અહોરાત્રનું ૧ સૌરવર્ષ, ૬૦ સૌરમાસનો ૧ યુગ.

૫ અભિવર્ધિત સંવત્સર—૩૧ ૧૨૧/૧૨૪ અહોરાત્રનો ૧ અભિવર્ધિત માસ, ૩૮૩ અહોરાત્રનું ૧ અભિવર્ધિત વર્ષ. ૭ અહોરાત્ર ૧૧ ૧૮/૬૨ મુહૂર્તાધિક ૫૭ અભિવર્ધિત માસનો ૧ યુગ.

આ પાંચ પૈકીનો ઋતુમાસ તે કર્મમાસ કહેવાય છે. આ નિરંશ છે, પૂર્ણ અહોરાત્રિરૂપ છે. માટે આના આધારે લોકવ્યવહાર ચાલે છે. ચંદ્રમાસ તેનાથી લગભગ અર્ધ અહોરાત્ર નાનો છે. અને સૌરમાસ તેનાથી અર્ધ અહોરાત્ર મોટો છે.

ચંદ્રમાસનો ત્રીસમો ભાગ તેનું નામ તિથિ છે. તિથિ ૬૧/૬૨ અહોરાત્ર પ્રમાણ હોવાથી અહોરાત્રના ૬૨મા ભાગ પ્રમાણની નાની છે. એટલે ૬૧ અહોરાત્રમાં ૬૨ તિથિ ભોગવાઈ જાય અને ૬૨મી તિથિ ક્ષયતિથિ તરીકે મનાય. આ રીતે દરેક બાસઠમી બાસઠમી તિથિનો ક્ષય થાય એ હિસાબે ૧ ચંદ્ર વર્ષમાં ૬ તિથિ અને યુગમાં ૩૦ તિથિઓનો ક્ષય થાય. તિથિ સ્વયં અહોરાત્રથી નાની છે એટલે તેની કદાપિ વૃદ્ધિ થાય જ નહીં.

સૌરમાસ અર્ધ અહોરાત્રિ પ્રમાણ મોટો છે, એટલે તેમાં દર બે માસે ૧ દિવસ, દર વર્ષે ૫ દિવસ અને યુગે ૩૦ દિવસ વધે.

આ રીતે પાંચ વર્ષવાળા એક યુગમાં ચંદ્રમાસ અને સૌરમાસની વચ્ચે બે મહિનાનું અંતરું પડે, અને તેને દૂર કરવા માટે યુગના મધ્યમાં પોષની અને યુગના અંતે અસાડ મહિનાની વૃદ્ધિ કરવાથી ૬૦ સૌરમાસ, ૬૧ ઋતુમાસ અને ૬૨ ચંદ્રમાસનો ૧ યુગ-ત્રૈમ્ બરાબર મેળ મળી રહે છે.

ખરીરીતે કાળ એકધારો પ્રવર્તે છે, તેની હાનિ-વૃદ્ધિ થતી જ નથી. કિંતુ ચંદ્રમાસ, કર્મમાસ અને સૌરમાસની વચ્ચે જે આંતરું રહે છે તેનો સુમેળ કરવા માટે એ અપેક્ષાવાળી હાનિ-વૃદ્ધિ મનાય છે. એટલે જે તિથિનો ક્ષય કહેવાય છે તે નૈમિત્તિક-સાપેક્ષ છે. વાસ્તવિકરીતે તિથિ ઘટતીજ નથી અને તિથિવૃદ્ધિ તો થાય જ નહિ.

તિથિમાટેનું પ્રાચીન ગણિત ઉપર પ્રમાણે છે. વૈદિક ગ્રંથ, પિતામહ સિદ્ધાંત તથા વેદાંગ જ્યોતિષ શ્લોક ૯ થી ૧૩ માં પણ તિથિ માટે ઉપર પ્રમાણે જ ગણિત મળે છે. એકંદરે પ્રાચીન કાળમાં ગુજરાતી અસાડ વદી ૧થી વર્ષ બેસાડી ૬૨મી તિથિએ એકેક વર્ષે ૬ અને યુગમાં ૩૦ તિથિનો ક્ષય મનાતો હતો. અને તેમાં પણ વદિમાં બેકી તિથિનો અને સુદિમાં એકી તિથિનો ક્ષય આવતો હતો. બીજા પોષ શુદ ૧૫ અને બીજા અસાડ શુદ ૧૫નો અવશ્ય ક્ષય જ થતો હતો.

તિથિવૃદ્ધિ થતી જ ન હતી. દિનપ્રમાણ તિથિકાળ હોવાથી તિથિ વધવાનો સંભવજ નથી. પોષ અને અષાડ એ મહિના વધતા હતા. બીજા મહિના વધતા ન હતા, કોઈ માસનો ક્ષય થતો ન હતો આ પંચાંગને જૈનો શાસ્ત્રિય કે લૌકિકોત્તર

પંચાંગ કહે છે. હિંદુઓમાં અને જૈનોમાં આ રીતનું તિથિ પંચાંગ ઘણાં વર્ષો સુધી હતું.

કેટલાક કાળ પછી ગણિત જ્યોતિષમાં ફેરફાર થયો અને તેમાં ૫૪ ઘડીથી ૬૫ ઘડી સુધીની તિથિઓ થતી હોવાથી દરેક તિથિઓની અને દરેક મહિનાઓની વધઘટ થવા લાગી. સમય જતાં જૈનોએ પણ લૌકિક પંચાંગ તરીકે તે નવા પંચાંગોને અપનાવેલ છે.

જૈનોમાં ખાસ કરીને છેલ્લા કેટલાક વર્ષોથી પં. શ્રીધર શીવલાલના ચંડાંશુચંડૂ પંચાંગના આધારે તિથિઓ પળાય છે. આ પંચાંગમાં દરેક મહિના વધે છે, ઘટે છે, પરંતુ એ વાત ચોક્કસ છે કે દર વર્ષે જેટલી તિથિઓ વધે છે તેથી ૬ સંખ્યા વધુ એટલી તિથિઓ ઘટે છે.

આ રીતે પણ પ્રાચીન ગણિત પ્રમાણે ૬ તિથિઓ ઘટે છે એનો હિસાબ મળી રહે છે. એકંદરે આ લૌકિક પંચાંગમાં પણ વર્ષ તો ૩૫૪ કે ૩૫૫ દિવસનું જ હોય છે અને તિથિવૃદ્ધિને બીજી તિથિ ઘટાડીને નિષ્ફળ બનાવી દે છે.

જૈનો ચંડાંશુચંડૂ પંચાંગને માને છે. છતાં વર્ષભરમાં ૬ તિથિઓ ઘટે એ વાતને સામે રાખી તિથિ પાલન કરે છે.

## પ્રકરણ-૨

### પર્વતિથિ-કાલનિર્ણય

ચતુષ્પર્વીમાં ધર્મક્રિયા આરાધવાની શાસ્ત્રાજ્ઞા છે, તો ધર્મક્રિયા માટે ચતુષ્પર્વીનો કાળ સ્પષ્ટ કરવો જોઈએ.

વાત પણ ઠીક છે, પર્વદિન ન હોય તો આરાધના શાની? ચૌદશે ચૌદશની ધર્મક્રિયા કરવી એ વ્યાજબી છે, પણ તેરશે ચૌદશ કોણ આરાધે? આવી પ્રશ્નોત્તરીમાં પર્વતિથિને સ્પષ્ટ કરવી એ જ જરૂરી માર્ગ છે. પર્વતિથિ સ્પષ્ટ થાય એટલે તે દિવસે ધર્મારાધન કરવાનું રહે છે.

વૈદિક સાહિત્યમાં તિથિના નિર્ણય માટે નિર્ણયસિન્ધુ, તિથિનિર્ણય, એકાદશી નિર્ણય વગેરે અનેક ગ્રંથો છે, જેમાં "અગિયારશ ઘટે તો દશમે કે બારશે ધર્મ કરવાનું કહેતા નથી." કિન્તુ અગિયારશ ક્યારે છે એની જ સ્પષ્ટતા કરી દે છે+૫ અગિયારશ નક્કી થઈ એટલે તે દિવસે અગિયારશનું વ્રત કરવાનું નક્કી થાય છે. જન્માષ્ટમી સ્માર્તોની સાતમે અને વૈષ્ણવોની આઠમે આવે છે, તો તે સાતમ

---

+ ૫. एकादशी यदा नष्टा, परतो द्वादशी भवेत् ।
उपोष्या दशमी विद्धा, मुनिरुद्दालकोऽब्रवीत् ॥
—( एकादशी माहात्म्य )

તથા આઠમને 'જન્માષ્ટમી' એવી સંજ્ઞા આપવામાં આવે છે.[૬] પરંતુ સાતમે જન્માષ્ટમી આરાધવી એમ કોઈ માનતું નથી. તેઓ એ સાતમને જ આઠમની સંજ્ઞા આપી દે છે. અને આખા અહોરાત્રને તે જ સંજ્ઞાથી ઓળખાવે છે.

જૈનશાસ્ત્રોમાં પર્વતિથિની વ્યવસ્થા નીચે પ્રમાણે આદેશી છે—

નિયમ-૧ ઉત્સર્ગ-ઉદયતિથિ પ્રમાણ માનવી[૭]—

સૂર્યના ઉદ્ગમ સમયે જે તિથિ હોય તે તિથિ બીજા સૂર્યોદય સુધી કાયમ મનાય છે, ભલે તે દિવસે પછીની તિથિનો પ્રારંભ થઈ જાય, પરન્તુ તેનો વ્યપદેશ તે દિવસે કરી શકાય નહિ તે આખો અહોરાત્ર ઉદયવાળી તિથિના નામે ઓળખાય છે,

---

+ ૬. જુઓ ચંડાશુચંડૂ પંચાંગ—

सं. १९९९ जन्माष्टमी ७ घ. ६ पल ५९ बुधवार
जन्माष्टमी ८ घ. १० पल ४९ गुरुवार
सं. २००० जन्माष्टमी ७ घ. १७ पल १५ रविवार,
जन्माष्टमी ८ घ. १७ पल २५ सोमवार

આ જ રીતે સં. ૨૦૦૦માં માહ વદિ ૦)) ઘટે છે તેથી ચંડાશુચંડૂ પંચાંગમાં ૧૩ મંગળ મહાશિવરાત્રિ, ૧૪ બુધે અમા૦, છપેલ છે,

+ ૭. चाउम्मासियवरिसे, पक्खिय पंचट्ठमीसु नायव्वा ।
ताओ तिहिओ जासिं, उदेइ सूरो न अन्नाओ ॥१॥
पूआ पच्चक्खाणं, पडिक्कमणं तहय नियमगहणं च ।
जीए उदेइ सूरो, तीइ तिहीए उ कायव्वं ॥ २ ॥
—(મહાનિશીથસૂત્ર, શ્રાદ્ધવિધિ)

વૈદિક સાહિત્યમાં પણ એ જ વિધાન છે કે–સૂર્યોદય સમયે રહેલી થોડી તિથિ પણ સમ્પૂર્ણ જાણવી. ઉદય પહેલાંની મોટી પ્રમાણવાળી પણ પ્રમાણભૂત નથી. જે તિથિમાં સૂર્ય ઉગે તે તિથિ અહોરાત્ર સુધી સંપૂર્ણ જાણવી અને તેમાં દાન, અધ્યયન, અનુષ્ઠાન કરવાં આ વિધાનમાં ઉપલક્ષણથી એવો પણ ધ્વનિ નિકળે છે કે એ ઉદયતિથિ વગેરેનો કાળ પૂર્ણ તિથિમાં જાય.[૮]

આ વિધાનથી નીચેની બાબતો સ્પષ્ટ થાય છે—

(૧) ઇષ્ટ કાર્ય સમયે તે તિથિ હોવી જોઈએ એવો નિયમ નથી, માત્ર તે દિવસે તે ઉદયતિથિ હોવી જોઈએ.

(૨) તિથિનો આરંભ અને અંતનો વચલો કાળ જ તે તિથિ રૂપે આરાધાય છે, એમ પણ ન માનવું.

(૩) ઉદયતિથિથી બીજી ઉદયતિથિ સુધી તેજ તિથિ સંપૂર્ણ માનવી.

આ તો ઉદયતિથિની વાત થઈ, કિન્તુ તિથિની વધઘટ થાય ત્યારે તો ઉદયતિથિ હોતી નથી અથવા એક તિથિ બે સૂર્યોદયને જુવે છે. એ બન્ને પ્રસંગે આ ઉદયતિથિનો નિયમ નકામો જાય છે અને પર્વતિથિ તો જોઈએ જ માટે વધ-

---

૮. आदित्योदयवेलायां, या स्तोकाऽपि तिथिर्भवेत् ।
सा सम्पूर्णेति मन्तव्या, प्रभूता नोदयं विना ॥ १ ॥
यां तिथिं समनुप्राप्य, समुदयति भास्करः ।
सा तिथिः सकला ज्ञेया, दानाध्ययनकर्मसु ॥ २ ॥
—(मनुस्मृति)

ઘટના પ્રસંગે વાસ્તવિક ગણિતવડે પર્વતિથિની ભિન્ન વ્યવસ્થા કરવામાં આવે છે; માત્ર વધઘટનો પ્રસંગ ન હોય ત્યારે ઉદયતિથિ ઉપરની રીતિ મુજબ પ્રમાણ મનાય છે.

**નિયમ-૨(અપવાદ)પર્વતિથિ ઘટે તો પૂર્વતિથિને પર્વતિથિ કરવી**—આ વિધાન ણહુજ ઠીક છે, કેમકે વાસ્તવિક રીતે તિથિ ઘટતી નથી. જો કે સૂર્યોદયને ન સ્પર્શવાથી તિથિક્ષય મનાય છે. પરન્તુ તે તિથિ તો હોય છે જ તો તે પર્વતિથિની વિદ્યમાનતા જે અહોરાત્રમાં હોય તે અહોરાત્રને તે પર્વતિથિની સંજ્ઞા આપવી એ વ્યાજબી છે. બીજી રીતે તપાસીએ તો તિથિનો શુદ્ધ ભોગકાળ ૫૯ ઘડી (૨૯ ૩૨/૬૨ મુહૂર્ત) છે, જ્યારે લૌકિક પંચાંગમાં તિથિને ૫૪ કે ૫૫ ઘડીની બતાવીને ઘટાડાય છે. આથી કયારેક એમ પણ બનવાનું કે ૫૪ ઘડી પ્રમાણ તિથિને ૫૯ ઘડી પ્રમાણ તિથિ બનાવી દઈએ એટલે ઉપરોક્ત વિધાન પ્રમાણે તે પર્વતિથિ પૂર્વની તિધિના દિવસે ઉદયતિથિ બની જશે આ રીતે પણ પૂર્વતિથિને પર્વતિથિ કહેવી એ વ્યાજબી છે. જેમકે સં. ૧૯૯૯ ની પોષ વદિમાં ૧૪ ઘટે છે, તો બુધવારે ઘડી ૨, પળ ૪૪ સુધી તેરસ છે અને બુધવારે જ ઘડી ૫૯ પળ ૫૫ સુધી ચોદશ છે એટલે બુધવારે તેરસનો ઉદય છે. અને પછી ઘડી ૫૪ પળ ૧૧ પ્રમાણ ચોદશનો ભોગકાળ છે આ રીતે ચૌદશ બુધવારે છે. ચોદશને ૫૪ ને બદલે ૫૯ ઘડી પ્રમાણ કલ્પી લઇએ તો તે બુધવારે ઉદયકાળ ચૌદશ આવશે માટે પૂર્વાચાર્યોએ પણ એ જ વિધાન કર્યું છે કે ચૌદશ ઘટે

તો તેરશ ને ચૌદશ કરવી અને તેરશને ઘટાડવી દેવો સરસ સમન્વય છે!

દિગમ્બર ટીપણામાં તિથિની શુદ્ધિમાટે સીધેસીધા ૬ ઘડીનો સંસ્કાર અપાય છે. શુદ્ધ તિથિ ૫૯ ઘડીની છે, જ્યારે લૌકિક પંચાંગોમાં ૫૪ કે ૬૫ ઘડીની પણ તિથિઓ હોય છે. એમ ૬ ઘડીનો ફરક રહે છે. એ રીતે આ ૬ ઘડીનો સંસ્કાર પણ ઉપરના વિધાનને ઠીક અનુસરે છે. આ વિધાનથી નીચે પ્રમાણે સ્પષ્ટતા થાય છે.—

(૧) ઉદય તિથિની વાત પર્વતિથિની વધઘટનો પ્રસંગ ન આવે ત્યાં સુધી જ માનવાની છે. પર્વતિથિના વધઘટના પ્રસંગે ઉદય તિથિનો મુદ્દો ગૌણ બની જાય છે.

(૨) પર્વતિથિ ગઈ એટલે તેનું કાર્ય ગયું. એમ પણ માનવાનું નથી. તિથિ છે જ માટે તેનું અનુષ્ઠાન કરવાનું છે, અને તે તેના વાસ્તવિક દિવસે.

(૩) પર્વતિથિમાં જ પર્વતિથિનું અનુષ્ઠાન કરવાનું છે. માટે પૂર્વતિથિનો ક્ષય કરી તે દિવસે ઉદય પર્વતિથિ જેવી પર્વતિથિ તૈયાર કરવામાં આવે છે. આ રીતે વાસ્તવિક પર્વતિથિ તૈયાર થાય છે, અને તેજ દિવસે તેનું અનુષ્ઠાન કરાય છે.

(૪) ભા. શુ. ૪ ઘટે ત્યારે ઉદય ત્રીજ પાંચમની અનન્તર ચોથ છે— એટલે આ ત્રીજ સંવત્સરીની ચોથ છે. ચૌદશ જ ઘટે ત્યારે ઉદયવાળી તેરશ ચૌદશ છે.

નિયમ ૩-જોડિયા પર્વો પૈકીનું બીજું પર્વ ઘટે ત્યારે પૂર્વતર અને પૂર્વ તિથિને જોડિયા પર્વ બનાવવાં—શુદી ૧૫, વદી ૦)) અને ભા. શુ. પની વ્યવસ્થામાટે આ વિધાન પણ ઠીક છે, વાસ્તવિકરીતે તિથિ ઘટતીજ નથી. પૂનમ વગેરેના જે દિવસે ભોગકાળ છે તે દિવસે પૂનમ વગેરે પર્વો કરવાં, પરંતુ તેના પૂર્વના દિવસે રહેલ ૧૪ વગેરે પણ પર્વતિથિઓ છે તેનો પણ ક્ષય કરાયજ નહિ એટલે તેની પહેલાંની તેરશે ચૌદશ કરવી, આથી ૧૩ નો ક્ષય કરવો. વાસ્તવિકરીતે તે દિવસે ૧૪ નો ભોગકાળ તો છે જ. જેમકે સં. ૨૦૦૦માં ચંડાશુચંડુ પંચાંગમાં શ્રાવદિ ૦)) ઘટે છે. તેમાં નીચે પ્રમાણે છપાયેલ છે.

મહાશિવ૦ મંગળવારે, વ. ૧૩, ઘ. ૮, પ ૪૮ પછી ૧૪ શરૂ.

અમા૦ બુધવારે વ. ૧૪. ઘ, ૭, પ ૫૯ પછી ૦)) શરૂ ક્ષય બુધવારે વ, ૦)) ઘ, ૫૭, ૫, ૭, પછી ૧ શરૂ.

આ રીતે અમાસ બુધવારે જ છે, કેમકે તે દિવસે તેની ઉપસ્થિતિ છે. ચૌદશ મંગળવારે છે કે, કે તેની ઘડીઓ મંગળવારે પણ છે. અને ૧૩નો ક્ષય કરવો એ વ્યાજબી છે.

ચંડાશુચંડૂ પંચાંગમાં પણ તેરશને મહાશિવરાત્રિ નો અને ૧૪ને અમાવાસ્યાની સંજ્ઞા આપેલ છે. એટલે ૧૩નો ક્ષય એજ ઉચિત માન્યતા છે.

જોકે અહીં ૧૪, ૦)) એ બન્ને પર્વોની આરાધના બુધવારે જ કરીલેવાની દલીલ થઇ શકે છે, પરંતુ એમ લેજ-

ભેળ કરવાથી તો પર્વારાધનનો મુદ્દો જ ઊડી જાય છે, અને બીજાં પણ ઘણાં દૂષણો ઊઠે છે, જેમકે—

(૧) બન્નેને એક જ દિવસે માનીએ તો ૦))નું સ્વતંત્ર અનુષ્ઠાન ઊડી જાય. મહિનામાં ૧૨ પર્વોના ૧૨ દિવસ બ્રહ્મચર્ય વગેરે પાળવાનાં હોય છે ત્યાં ૧૧ દિવસો રહેશે; આગમોક્ત ચતુષ્પર્વીમાંનાં ૭ પર્વો રહેશે, સંવર તથા નિર્જરાનો ૧ દિવસ ઘટશે, અને આશ્રવ (પાપક્રિયા)નો એક દિવસ વધશે. પરિણામે ક્ષયના પ્રસંગે બીજાં પર્વોની પણ ૦))ના જેવી કુદશા થશે.

(૨) પોષધ વગેરે પ્રતિમામાં શ્રાવકને ચૌદશ-પૂનમ અને ચૌદશ-અમાસનો છઠ્ઠ (બે ઉપવાસ) તપ અને પોષધ આદેશ્યા છે તેની વ્યવસ્થા નહિ સચવાય.

(૩) ચતુષ્પર્વીમાં-ચોમાસી પર્વમાં શક્તિ હોય તો, ચૌદશ-પૂનમે અને ચૌદશ-અમાસે છઠ્ઠ તથા અનુષ્ઠાનો કરવાનાં હોય છે, જે ઊડી જશે.[૯]+

(૪) એક દિવસે એકથી વધુ કલ્યાણકો હોય છે તો, કલ્યાણકની આરાધના કરનારા વિશેષ તપસ્યા કરી આપે છે, પછીના વર્ષે વિશેષ ઉપવાસ કરી તપપૂર્તિ કરે છે એટલે બન્નેય ભેગી આરાધના મનાતી નથી. એજ રીતે

---

+ ૯. मुख्यवृत्या पाक्षिक-पूर्णिमयोः चतुर्विधाहार षष्ठं एव युज्यते । (સેનપ્રશ્ન, પૃ. ૧૫૦)

पक्खिअं अट्ठ य म कुणइ-चउमासोप छट्ठं, तह अट्ठमं वासपव्वंमि (तत्त्वतरंगिणी)

સંયુક્ત પર્વોમાં પણ એકજ દિવસે સંગતીય બીજા પર્વની પણ આરાધના માની લેવી ઉચિત નથીજ.

(૫) સા સમ્પૂર્ણેતિના ન્યાયે જે આખો દિવસ ૧૪ નો છે તે અહોરાત્રમાં પૂનમ નજ મનાય છતાંય તે દિવસે ૧૫ નું અનુષ્ઠાન કરવું એ તો "અનાગત તિથિની પહેલેથી આરાધના" કરવા જેવું થાય છે.

(૬) ક્ષયે પૂર્વાના ન્યાયે તે સંપૂર્ણ દિવસ પૂનમનો છે. પૂનમે ચૌદશનું અનુષ્ઠાન કરવું એ તો અવિધિ જ છે.

(૭) અષાડ શુદિમાં ચોમાસી ચૌદશ+પૂનમ એક દિવસે માનીએ તો ૫૦ મે દિવસે સંવત્સરી કરવાની જિનાજ્ઞા ઊડી જશે અને તે જ દિવસે તીર્થયાત્રા બંધ થઇ જશે.

(૮) શ્રાવણ વદિ (૧૪+૦))ની આરાધના એક જ દિવસે માની લઇએ તો કલ્પધરનો છઠ ઊડી જશે અને પર્યુષણ પર્વ પણ સાત દિવસે સમાપ્ત થશે.

(૯) ભા. શુ. ૪+૫ એકજ દિવસે માનીએ તો ક્ષયે પૂર્વા અને તત્તપઃ પૂર્વસ્યાં તિથૌ ક્રિયતે એ જગદ્ગુરુની આજ્ઞા પ્રમાણે તે જ દિવસે પાંચમ હોવાથી સંવત્સરી પ્રતિક્રમણ નહિ થાય, અથવા પાંચમે તે પ્રતિક્રમણ થશે તેમજ ૭૦ મે દિવસે ચોમાસી કરવાની આજ્ઞા પણ નહીં સાધી શકાય વળી પાંચમની અનંતર ચોથે સંવત્સરી કરવાની છે જે માટે ૪ અને ૫ એમ બન્ને તિથિ લેઇએ, નહીંતર અનન્તર ચોથ નહીં મળતાં સંવત્સરી મહાપર્વ લોપાશે.

(૧૦) કાર્તિકી ૧૫ ને ૧૪માં દાખલ થયેલી માની લઈએ તો સિદ્ધાચળની યાત્રા વગેરેમાં વાંધા આવશે. પટદર્શન, યાત્રા વિહાર વગેરેમાં પણ મર્યાદાપાલન નહિ રહે. ચૌમાસી પ્રતિક્રમણ પહેલાં યાત્રાદિ પ્રવર્તશે અથવા સં. ૧૮૯૬ માં આનન્દસૂરગચ્છના શ્રીપૂજ્યે જે ભૂલ કરી હતી તેની પુનરાવૃત્તિ થશે.

(૧૧) આયંબિલની ઓળીમાં ૧૪+૧૫ ની આરાધના ભેગી માનીએ તો તે ઓળી ૯ ને બદલે ૮ દિવસની રહેશે, જે ઠીક મનાતું નથી.

જોડિયાં પર્વોની ભેળસેળ માનવાથી આવી અનેક અવિધિઓને નોતરવા જેવું થાય છે, માટે બન્ને પર્વોના સ્વતંત્ર દિવસો રાખવા જોઈએ, અને તેરસનો ક્ષય કરવો જોઈએ એ જ વધુ શ્રેયસ્કર છે.

આ વિધાનથી નીચે પ્રમાણે અનેક બાબતોની સ્પષ્ટતા થાય છે—

(૧) પર્વોની આરાધના ઉઠાવવી નહિ.

(૨) આગમોક્ત ચતુષ્પર્વી અને બારપર્વીને અખંડ રાખવી.

(૩) સંયુક્ત પર્વોને ભેળસેળ કરવાં નહિ.

(૪) પૂ. કાલિકાચાર્યે ભા. શુ. ૫ ની અનન્તર ચોથે સંવત્સરી આદેશી છે, માટે પાંચમનો ક્ષય કરાય જ નહીં અને ચોથનો પણ ક્ષય કરાય જ નહીં.

નિયમ–૪–પર્વતિથિ વધે તો બીજી તિથિને

પર્વતિથિ કરવી—આ વિધાન પણ ઠીક છે. વાસ્તવિક રીતે તિથિ વધતી જ નથી. શુદ્ધ તિથિ ૫૯ ઘડી પ્રમાણ જ હોય છે. પરંતુ તેથી વધુ વધુ ઘડીઓના પ્રમાણવાળી તિથિ અને ત્યારે જ તિથિની વૃદ્ધિ થાય છે. તેમાંય વાસ્તવિક તિથિ તો ૫૯ ઘડી પ્રમાણ જ હોય છે. એટલે આરંભની યાને ઉદય પહેલાંની વધારાની ઘડીઓને નકામી માની પછીની વાસ્તવિક ૫૯ ઘડીઓ જે જે દિવસે ઉદયમાં હોય તે અહોરાત્રને જ તે તિથિની સંજ્ઞા આપવી એ વ્યાજબી છે.

હીરપ્રશ્ન વગેરેમાં લૌકિક બીજી તિથિને જ ઉદયિકી બતાવી છે.[૧૦+] એટલે પહેલી તિથિ ઉદયતિથિ નથી, અને તેથી જ તે સ્વતિથિની સંજ્ઞાને પામી શક્તી નથી, તે સ્વતિથિના અનુષ્ઠાનમાટે તદ્દન નકામી છે, જો પહેલી તિથિ ઉદયતિથિ નથી જ તો તે દિવસે ઉદયતિથિ કઈ? તે દિવસે કોઈ ઉદયતિથિ તો હોવી જોઈએ ના? તો તે દિવસે જે તિથિ ઉદયતિથિ બની શકે એવી હોય તેની સંજ્ઞાથી જ આ પહેલી તિથિને ઓળખાવવી ઠીક છે. "૫૯ ઘડીની શુદ્ધ તિથિ હોય" એ હિસાબે પહેલી તિથિ પૂર્વની સંજ્ઞાને જ પામે છેઃ સા સમ્પૂર્ણેતિનો વ્યાપક અર્થ કરીએ[૧૧+] તો

+ १० पूर्णिमावास्ययोर्वृद्धौ औदयिक्येव तिथिराराध्यत्वेन विज्ञेया। —(હીરપ્રશ્ન પ્ર૦ ૩, પ્ર૦ ૫, પૃ૦ ૧૪)

औदयिक्येकादश्यां श्रीहीरविजयसूरिनिर्वाणपौषधादि विधेयम्। —(સેનપ્રશ્ન ઉ૦ ૩, પ્ર૦ ૩૫૩, પૃ૦ ૮૭)

૧૧. જુઓ પાઠ નોંધ નંબર ૮.

"ઉદય પહેલાંના તિથિવિભાગને પૂર્વતિથિની સંજ્ઞા મળે" એટલે એ વિધાન ગણિતના હિસાબે વ્યાજબી છે. જેમકે—
બુધવારે ભા. શુ. ૪, ઘડી ૫૭, પળ-૪૯ પછી પાંચમ શરૂ
ગુરૂવારે ભા. શુ. ૫, ઘડી ૬૦, પળ-૦ પાંચમ ચાલુ
શુક્રવારે ભા. શુ. ૫, ઘડી ૨; પળ-૨ પછી છઠ્ઠ શરૂ

આમાં લૌકિક પંચાંગમાં પાંચમ બે છે, બીજી પાંચમ ઘડી-૨, પળ-૨ સુધી છે, તે વાસ્તવિક પં છે, શુદ્ધ તિથિ ૫૯ ઘડીની હોય એ હિસાબે તેનો પ્રારંભ ગુરૂવારે ત્રીજી ઘડીથી છે. તેની પહેલાં ગુરૂવારે પાંચમ નથી એટલે શુક્રવારે પાંચમ અને ગુરૂવારે ત્રીજી ઘડી પહેલાં ચોથ માનવી એ હિસાબ સત્ય છે.

બીજી રીતે કહીએ તો ગુરૂવારે ઉદય પાંચમ છે એટલે તેની પહેલાંનો કાળ સો સમ્પૂર્ણતિનાં ન્યાયે ચોથ જ છે, માટેજ પૂર્વાચાર્યોએ વિધાન કર્યું છે કે લૌકિક હિસાબે પર્વતિથિ વધે તો બીજીને પર્વતિથિ માનવી અને પહેલીને પૂર્વતિથિની સંજ્ઞા આપવી. ચૌદશ વધે તો બીજી ચોદશ તે ચૌદશ અને પહેલી ચૌદશ તે તેરશ છે. આ વિધાનથી નીચેના ખુલાસા થાય છે—

(૧) પર્વતિથિની વૃદ્ધિ દેખીને તિથિ વધે એવું માની લેવાનું નથી. માટે એકજ તિથિને પર્વતિથિ તરીકે નક્કી કરવામાં આવે છે.

(૨) બે તિથિઓ છે તો કઇ તિથિ આરાધવી ? એમ પણ મુંઝવણ નહીં થાય.

(૩) પર્વતિથિ એવડી છે માટે પહેલી આરાધીએ તોય ઠીક, અથવા બીજી આરાધીએ તોય ઠીક-એમ ગડબડ કરવાની નથી.

(૪) જે દિવસે ૫૯ ઘડી પ્રમાણ શુદ્ધ તિથિ છે તે દિવસે જ તેની આરાધના થાય છે.

(૫) લૌકિક પર્વતિથિ એવડાય પણ લોકોત્તર તિથિ એવડાયજ નહીં, એટલે પર્વતિથિની વૃદ્ધિ થતીજ નથી, અને એવડી આરાધના કરવાની નથી.

(૬) ચતુષ્પર્વીની ત્રિપર્વી કે પંચપર્વી થાય નહી તેમજ ૧૨ પર્વીને સ્થાને ૧૧ પર્વી કે ૧૩ પર્વી પણ થાય નહીં.

(૭) અધિક તિથિ સ્વતિથિના અનુષ્ઠાન માટે નકામી છે, પણ તેને જે પૂર્વ તિથિની સંજ્ઞા મળે તેના અનુષ્ઠાન માટે નકામી નથી. વિવાહ પ્રતિષ્ઠા આદિ માટે નકામી છે, પૂજા સામાયિક, પ્રતિક્રમણ પૌષધ, પચ્ચક્ખાણ તથા દાન વગેરે ધાર્મિક કાર્ય માટે નકામી નથી.

નિયમ ૫–જોડિયા પર્વતિથિનું બીજું પર્વ વધે ત્યારે પૂર્વતર તિથિને વધારી જોડિયા પર્વોને સંયુક્ત રાખવાં—વાસ્તવિકરીતે તિથિ વધતી નથી માટે આ વિધાન ઠીક છે કે, પૂનમ થાય ત્યારે ૫૯ ઘડી પ્રમાણ શુદ્ધ તિથિ હોય એ નિયમે ઔદાયિકી પૂનમ તેજ બીજી પૂનમ છે. પહેલી પૂનમે ચૌદશ થાય છે ચૌદશ પણ પર્વ છે માટે તેનેય " ૫૯ ઘડીની શુદ્ધ તિથિ " એ નિયમે સંસ્કાર દેવાથી ચૌદશ તેરશ બની જાય છે. આ રીતે લૌકિક પૂનમની વૃદ્ધિએ તેરસની વૃદ્ધિ થાય એ વાસ્તવિક હિસાબ છે.

જોડિયા પર્વની વચમાં એક અહોરાત્ર દાખલ કરવાથી ઘણી અવ્યવસ્થા ઉભી થાયછે, જેમકે—

(૧) ચૌદશ પૂનમ, ચૌદશ અમાસ અને ભા. શુ. ચોથ પાંચમની અનન્તરતા નહિં રહે,

(૨) ચૌદશ–પૂનમનો છઠ નહિં થાય.

(૩) જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિની આજ્ઞા પ્રમાણે ભા. શુ. ૩–૪–૫ નો અઠ્ઠમ નહિં સધાય.[૧૨+]

(૪) वृद्धौ कार्या त्रयोदशी નિયમનો ભંગ થશે.

(૫) કાર્તિકી પૂનમ બે માનીએ તો પહેલી પૂનમે યાત્રા વિહાર વગેરે અનુષ્ઠાન પ્રવર્તશે વાસ્તવિક કાર્તિકી પૂનમ સામાન્ય અપર્વતિથિ જેવી બની જશે.

(૬) ચૈત્રી પૂનમ બે માનીએ તો ચારિત્રપદની આરાધના ચૌદશે નહિં આવે, આસોની પૂનમ બે માનીએ તો પણ એ જ દૂષણ લાગશે.

(૭) અષાઢી પૂનમ બે માનીએ તો વગર પૂનમે જ છઠ થશે. સાચી પૂનમ તો આરાધના વગરની રહેશે. પહેલી પૂનમ એ ચોમાસાનો પ્રથમ દિવસ થશે અને આનાથી ૫૦ દિવસે સંવત્સરી એટલે લૌકિક ભા. શુ. ૪ બે હોય તો પહેલી ચોથે સંવત્સરીનો વ્યામોહ થશે.[૧૩+] તેમજ કા. શુ.

---

+ ૧૨. मुख्यवृत्त्या तृतीयातोऽष्टमः कार्यः ।

—(હીરપ્રશ્ન, પ્ર૦ ૪, પ્ર૦ ૧૪, પૃ૦ ૨૦)

+ ૧૩. अतः पूर्णिमातो दिनगणने तेषां पंचाशदेव योग्यम् ।

(હીરપ્રશ્ન, પ્ર૦ ૨, પ્ર૦ ૩, પૃ૦ ૮)

ચૌદશ બે હોય તો ચોમાસી માટે પણ ઉપર પ્રમાણે વ્યામોહ થશે.[૧૪+]

(૮) ભા. શુ. ૫ બે માનીએ તો લૌકિક બે કાર્તિકી ચૌદશ હશે ત્યારે ૭૦ મા દિવસે ચોમાસી તથા વિહાર અંગે ગડબડ ઉઠશે.

(૯) પૂ. કાલિકાચાર્યે પાંચમની અનન્તર ચોથે સંવત્સરી પર્વ આદેશ્યું છે. હવે જો ભા. શુ. ૫ ને બે માનીએ તો પહેલી પાંચમે જ સંવત્સરી પર્વ આવે છે;[૧૫+] એટલે પાંચમની સંવત્સરી થશે, અને પછી દરસાલ પાંચમની જ સંવત્સરી પ્રવર્તશે. અને કદાચ પાંચમ અને સંવત્સરીની વચમાં એક અહોરાત્ર માની લઈએ તો અનન્તરતા નહીં રહેતાં ત્રીજે સંવત્સરી કરવાનો માર્ગ પણ મોકળો થશે.

(૧૦) ભા. શુ. ઉદય પાંચમે જઘડો થાય તો પછીની સંવત્સરીએ એક વર્ષ થાય છે, પણ ભા. શુ. બે પાંચમ પૈકીની પહેલી પાંચમને ચોથ ન બનાવતાં પાંચમ છૂટી રાખીએ અને તે દિવસે જઘડો થાય તો આવતી સંવત્સરીએ ૩૬૧ દિવસ થશે એટલે વિરાધના થશે.[૧૬+]

---

+૧૪. જેમકે આ. શ્રી. વિજયાનંદસૂરિજીની જયન્તી બે જેઠ હોય ત્યારે બીજા જેઠમાં નહીં કિન્તુ પહેલા જેઠમાં ઉજવાય છે.

+ १५. तीहे (सा) भणियं-तो अणागयाए चउत्थीए पज्जोसविज्जउ ? आयरिएणं भणियं "एवं भवउ" । तीहे चउत्थीए पज्जोसवियं ।

—( નિશીથચૂર્ણી, ઉ૦ ૧૦ )

+ १६. भद्दवयसुद्धपंचमीए अणुदिते आइच्चे अहिगरणे उप्पन्ने संवच्छरो भवइ ।

—( નિશીથસૂત્ર ચૂર્ણિ. ઉ૦ ૧૦ )

પૂનમ વગેરેને બેવડાં માનવાથી આવા ગોટાળા થાય છે. માટે લૌકિક પૂનમ કે અમાસ વધતાં તેરશ વધારવી, ભાદરવા શુ. ૫ વધે તો ત્રીજ વધારવી એજ અધિક હિતકર છે.

આ વિધાનથી અનેક બાબતો સ્પષ્ટ થાય છે—

(૧) કોઈપણ પર્વતિથિ વધે જ નહી.

(૨) શુદ્ધતિથિ ૬૯ ઘડીની હોય માટે સંયુક્ત પર્વોનો આરાધના તેના દિવસે જ થાય છે.

(૩) જોડિયાં પર્વોને જુદાં પાડી શકાય નહિં.

(૪) ચતુષ્પર્વીની પાંચ પર્વી અને બાર (૧૨) પર્વીની તેરપર્વી થાય નહીં.

(૫) પૂ. કાલિકાચાર્યે ભા. શુ. ૫ની અનન્તર રાત્રિએ સંવત્સરી આદેશી છે. એટલે ભા. શુ. ૫ અને સંવત્સરીની ચોથની વચ્ચે અહોરાત્રિ રખાય નહિં. એ જ રીતે ચૌદશ અને પૂનમ તેમજ ચૌદશ અને અમાસની વચ્ચે પણ અહોરાત્રિ રખાય જ નહી.

અધિકમાસ બેવડાય ત્યારે માસ પ્રતિબદ્ધ કાર્યો પૂર્ણિમાના હિસાબે પહેલાના વદિ પક્ષમાં અને બીજાના શુદિ પક્ષમાં કરવાં.[૧૭+]

---

+ ૧૭. प्रथमचैत्रासित-द्वितीयचैत्रसितपक्षाभ्यां चैत्रमास संबद्ध कल्याणकादितपः श्रीगीतपादैरपि कार्यमाणं दृष्टमस्ति। तेन तथैव कार्यम्।

(સેનપ્રશ્ન, ઉ० ૩, પ્ર० ૧૧૭, પૃ० ૫૯)

આ વિધાન, ધાર્મિક - કાર્યોમાટે મહિનાની વ્યવસ્થા કરે છે. ગુજરાતમાં અમાસાન્ત માસોની પ્રવૃત્તિછે. એ હિસાબે તો પ્રથમ મહિનો અભિવર્ધિત અને બીજો મહીનો શુદ્ધ મનાય છે. મહીનો વધે ત્યારે દરેક ધર્મકાર્યો અમાસાન્ત બીજા મહીનામાં કરાય છે, આયંબિલની ઓળી બીજા ચૈત્રમાં બીજા આસોમાં, ૩ ચોમાસીઓ બીજા કાર્તિક, બીજા ફાગણ અને બીજા અસાઢમાં તથા સંવત્સરી બીજા ભાદરવામાં આવેછે. અધિક મહિનો કાલચૂલા જણાય છે; એટલે પર્યુષણ વગેરેમાં તેની ગણતરી થતી નથી. ચોમાસામાં ગમે તે મહીનો વધે પરંતુ સંવત્સરી તો અસાઢી ચોદશથી ૫૦ દિવસે અને કાર્તિકી ચોદસની પૂર્વે ૭૦મે દિવસે ભાદરવા શુદીમાંજ[૧૮]+ આવે છે.

જેમ પખવાડીયું ૧૩, ૧૪ કે ૧૫ અથવા ૧૬ દિવસનું હોય, કિન્તુ ચૌદશે પંદરમો દિવસ અને પાખી મનાય છે. તેમ મહિનો વધે-ઘટે છતાં કાર્તિક, ફાગણ અને અષાઢની શુદી ચૌદશે ચારમાસની ચોમાસી અને ભા. શુ. ૪થી બીજા વર્ષના ભા. શુ. ૪સુધી ૧૨ (બાર) માસની સંવત્સરી મનાય

+૧૮. A .भद्दवयजुण्णस्स पंचमीए पज्जोसवणा ।

—(પર્યુષણાચૂર્ણિ)

B. भद्दवयसुद्धपंचमीए पज्जोसविज्जति ।

—(निशीथचूर्णि उ० १०)

अणागयाए चउत्थीए पज्जोसविज्जइ ।—( " )

C. भद्दवयसुद्धपंचमीए अणुदिते आइच्चे अहिगारणे-(")

D. भाद्रपदशुद्धिपंचम्याः पुरतः प्रहरोऽपि न क्रियते ।

—(भरतेश्वर-बाहुबलिवृत्ति, પૃ० १८०)

છે. ૩૬૦મા દિવસે સંવત્સરી પર્વ કરવું જ જોઈએ એ આવી જિનાજ્ઞા છે, માટે અધિક મહિનાને હિસાબમાં ન લેતાં બાર મહિના ગણાય છે, અને પૂ. કાલિકાચાર્યના સમયથી આજ સુધી ભાદરવા શુ. ૪ને દિવસે સંવત્સરી પર્વ આરાધાય છે.

માસવૃદ્ધિ થાય ત્યારે માસપ્રતિબદ્ધ કાર્યો પૂર્ણિમાના હિસાબે વચલા બે પખવાડિયામાં કરાય નહિં.

આ વિધાનથી નીચેની બાબતો સ્પષ્ટ થાય છે—

(૧) મહિના સાથે સંબંધવાળાં દરેક ધર્મકાર્યો ગુજરાતી બીજા મહિનામાં આરાધાય.

(૨) સંવત્સરી પર્વ બીજા ભાદરવા શુ. ૪ને દિવસે થાય.

જૈનશાસ્ત્રોમાં પર્વતિથિની વ્યવસ્થા ઉપર પ્રમાણે આદેશી છે, જેનો સારાંશ નીચે મુજબ છે—

(૧) લૌકિક પંચાંગમાં પર્વતિથિની વધઘટ-હોયત્યારે પૂર્વતિથિની અને તે (પૂર્વતિથિ) પણ પર્વતિથિ હોયતો પૂર્વતર તિથિની વધઘટ કરવી.

(૨) ભાદરવા શુદિ પાંચમની અનન્તર રાત્રિએ ચોથ —સંવત્સરી કરવી.

## પ્રકરણ-૩

### आचार्योंनां फरमानो—

પ્રાચીન અને અર્વાચીન જૈનચાર્યોએ પણ પર્વતિથિને અંગે સમય સમયપર ઉપરોક્ત વ્યવસ્થાને આધારેજ આજ્ઞાઓ પ્રવર્તાવી છે, જે પૈકીની કેટલીક નીચે મુજબ છે—

(૧) દશાશ્રુત સૂત્રના ચૂર્ણિકાર ફરમાવેછે કે—"જૈનમુનિઓ અભિવર્ધિત સંવત્સરમાં માસ વધે ત્યારે અષાઢી પૂનમ ચૌદશે કરે અને ત્યારથી ચોમાસાનો હિસાબ ગણે[૧૯]+

ખુલાસો—જૈનમુનિઓ અષાઢી પૂનમે અથવા પાંચપાંચ દિવસ પછી, એમ છેવટે અષાઢી પૂનમથી ૫૦મે દિવસે ભાદરવા શુદિ પાંચમને દિવસે ચોમાસું રહેતા હતા. એટલે અષાઢી પૂનમ એ ચોમાસાની વ્યવસ્થા માટે સ્તંભતિથિ છે. બીજી તરફથી પ્રાચીન ગણિત પ્રમાણે પાંચ વર્ષનો યુગ એ યુગના પાંચમા અભિવર્ધિત સંવત્સરમાં અષાઢ બે પડતા હતા, અને બીજા અષાઢ શુદી પૂનમનોક્ષય જ થતો હતો છતાંય જૈનાચાર્યો બીજા "અષાઢની ચૌદશને પૂનમની સંજ્ઞા આપી ચોમાસાની વ્યવસ્થા કરતા હતા. પૂ. ચૂર્ણિકાર

+१९. अभिवड्ढियसंवच्छरे जत्थ अहिमासो पडति ता आषाढ पुण्णिमाओ वीसतिराते गते भणति ठिता मोत्ति। (चूर्णि)

મહારાજાએ ઉક્ત પાઠમાં બીજા અષાઢ શુદી ૧૪થી ચોમાસાના દિવસ ગણાવ્યા છે. એટલે સ્પષ્ટ છે કે પર્વતિથિ ઘટે ત્યારે પૂર્વની તિથિ પર્વતિથિની સંજ્ઞાને પામે છે.

આચાર પ્રકલ્પ–નિશીથ ચૂર્ણિ ઉ. ૧૦માં પણ પૂનમના ક્ષયે ચૌદશે પૂનમ સ્થાપી છે.

**(૨) પૂ. શ્રી કાલિકાચાર્ય મહારાજ** ફરમાવે છે કે—( વી. નિ. સં. ૪૫૭ )–" ભાદરવા શુદિ —પાંચમની અનાગત ચોથે સંવત્સરી પર્વ આરાધવું." ૨૦+

ખુલાસો—પૂ. કાલિકાચાર્યે મહોત્સવ પૂર્વક પ્રતિષ્ઠાન પુરમાં પ્રવેશ કર્યો. ત્યાં આચાર્યે જણાવ્યું કે ભાદરવા સુ. પને દિવસે સંવત્સરી પર્વ છે. એટલે શાલિવાહન રાજાએ વિનતિ કરી કે તે દિવસે પ્રજા ઈન્દ્રમહોત્સવ ઉજવવાની છે, માટે તેમાં જવું પડશે એટલે હું સંવત્સરીને આરાધી શકીશ નહિ. તો કૃપા કરીને છઠ્ઠે **સંવત્સરી** પર્વ કરો. આચાર્ય મહારાજે જણાવ્યું કે **પાંચમની** રાત્રિ વટાય નહીં. આથી રાજાએ પુનઃ વિનતિ કરી કે—તો અનન્તર ચોથે સંવત્સરી કરો. આચાર્ય મહારાજે ઉત્તર આપ્યો કે એમ કરીશું. ત્યારથી ચોથે સંવત્સરી પ્રવર્તી. પછી શ્રીસંઘે ૩૬૦ દિવસનો મેળ મેળવવા હંમેશને માટે **ભાદરવા શુ. ૫ની અનન્તર ચોથે સંવત્સરી** કાયમ કરી છે. આ ચોથ પાંચમની વચ્ચે અહોરાત્રને

तीए (रन्ना) भणियं तो अणागयीए चउत्थीए पज्जोसविज्जउ। आयरिएण भणियं–एवं भवउ। तीए चउत्थीए पज्जोसवित्ते।

—( निशीथचूर्णि, उ० १० )

હોવો જોઇએ. આચાર્ય મહારાજે "પાંચમની અનન્તર ચોથ કહીને સંવત્સરીની ઠીક વ્યવસ્થા કરી આપી છે, જેને આધારે નીચે મુજબ સંવત્સરી ચોથ આવે છે.

(૧) ભાદરવા શુદિ ઉદયવતી પાંચમની પૂર્વે ઉદયવતી ચોથે સંવત્સરી.

(૨) ભાદરવા શુદિ ૫ ઘટે તો ચોથે પાંચમ અને ટિપ્પણાની તેની અનન્તરવતી ઉદયવતી ત્રીજે ચોથ સંવત્સરી.

(૩) ભા. શુ. ૫ વધે તો બીજી પાંચમે પાંચમ અને ટિપ્પણાની પહેલી પાંચમ એજ. ચોથ સંવત્સરી.

(૪) ભા. શુ ૪ ઘટે તો ભા. શુ. પાંચમે પાંચમ અને ટિપ્પણાની ઉદયવતી ત્રીજે ચોથ સંવત્સરી.

(૫) ભા. શુ. ૪ વધે તો ભા. શુ. પાંચમે પાંચમ અને બીજી ચોથે ચોથ સંવત્સરી.

૧. ક્ષયે પૂર્વા૦, ૨. પંચમી તિથિત્રુટિતા અને ૩. શુદ્ધ તિથિ ૫૬ ઘડીની એ નિયમે પણ ઉપર પ્રમાણે જ સંવત્સરીની વ્યવસ્થા થાય છે. એટલે ચોથ પાંચમનું જોડિયું પર્વ આરાધ્યું છે.૨૫+

પાંચમની સંવત્સરી ચોથે આવી તેમ પૂનમની ચોમાસી

+૨૫. આ સિવાય કેટલીક બીજી અનન્તરતાઓ નીચે મુજબ છે—અ. ચઉમાસીના અનન્તર-બીજે-દિવસે યાત્રા, મુનિવિહાર. બ. શ્રી મહાવીરસ્વામીનું નિર્વાણ અમાસે અને શ્રી ગૌતમ સ્વામીનું કેવળજ્ઞાન એકમે, છતાંય ચૌદશની દિવાળી હોય ત્યારે પણ મહાવીર સ્વામીના દેવવંદન અને પછી અનન્તરપણે તેજ રાતે મધ્યરાત્રે ગૌતમસ્વામીનાં દેવવંદન અને જાપ. ક-ચૌદશની પૂર્વે અનન્તર રાત્રિએ તેરશનું પ્રતિક્રમણ. ડ-સંવત્સરી ચોથની અનન્તર રાત્રિએ તેરશના જેવું પ્રતિક્રમણ કરવું વગેરે. ઇ-સંવત્સરી અને તેની પહેલાંના અનન્તર ચાર દિવસ એ પાંચ દિવસે નવક્ષણમાં શ્રીકલ્પસૂત્ર વાંચવું વિગેરે.

ચૌદશે આવી છે. એટલે ચૌદશ પૂનમે અને ચૌદશ અમાસ. પર્વોમાં પણ અનન્તરતા રખાય છે.

(૩) પૂ. ઉમાસ્વાતિવાચક ફરમાવે છે કે (વિક્રમની ત્રીજી શતાબ્દિ) "ક્ષયમાં પૂર્વ તિથિ કરવી, વૃદ્ધિમાં પછીની તિથિ કરવી તથા ભગવાન શ્રી મહાવીરનાં જ્ઞાન અને નિર્વાણ લૌકિક માન્યતાએ કરવાં."[૨૨+]

ખુલાસો—પૂ. ઉમાસ્વાતિજી મહારાજ પૂર્વધર આચાર્ય છે, આદિ સૂત્રકાર છે. તેઓએ તત્ત્વાર્થસૂત્ર પ્રશમરતિ પ્રકરણ વગેરે ૫૦૦ ગ્રંથો બનાવ્યા છે જે પૈકીના આજે બે ત્રણ ગ્રંથો ઉપલબ્ધ થાય છે, તેઓના સમયે જૈનોમાં લૌકિક અને લોકોત્તર બન્ને પંચાંગોની પ્રવૃત્તિ હતી આથી તેઓએ ક્ષય-વૃદ્ધિના પ્રસંગે તિથિવ્યવસ્થા કરવા સૂત્રરૂપે ક્ષયેપૂર્વા૦નો શ્લોક બનાવ્યો છે. આ શ્લોક ક્યાં ગ્રંથનો છે તે જાણમાં નથી. કિન્તુ શ્રાદ્ધવિધિ, ધર્મસંગ્રહ સેનપ્રશ્ન વગેરે શાસ્ત્રોમાં-ગ્રંથોમાં તેઓના આ ફરમાનનું પ્રઘોષ તરીકે અવતરણ મળે છે. આ શ્લોકની મતલબ એવી છે કે— તિથિ ઘટે ત્યારે પૂર્વ તિથિને તે તિથિ માનવી (અર્થાત્ —પૂર્વતિથિનો ક્ષય કરવો), તિથિ વધે ત્યારે પછીની તિથિને તે તિથિ માનવી (અર્થાત્—પહેલી તિથિને તે તિથિ તરીકે ન માનવી) તીર્થંકર ભગવાન શ્રી મહાવીરસ્વામીનાં જ્ઞાન અને નિર્વાણ લૌકિક માન્યતાએ કરવા.[૨૩+]

+૨૨. क्षये पूर्वा तिथिः कार्या, वृद्धौ कार्या तथोत्तरा ।
श्रीवीरज्ञाननिर्वाणं कार्यं लोकानुगैरिह ॥ १ ॥

+૨૩ क्षये-तिथेः क्षये क्षये सति या कार्या—क्षीणायाः स्थाने तत्तिथित्वेन कर्तुं योग्या, पूर्वा तिथिः—पूर्वस्थित तिथिरेव । कोऽर्थः । अष्टम्याः क्षये उपस्थिते अष्टमी संबंधी कार्यकरणसमर्था पूर्वस्थिता सप्तमीति । सप्तम्येवाष्टमीत्यर्थः ।

જૈનોમાં પર્વ તિથિની વધઘટ ન થાય એવી જે માન્યતા પ્રવર્તે છે તેનું મૂળ આ આજ્ઞા છે.

પૂ. વાચકજી મહારાજની આ આજ્ઞા તે ઉદયતિથિ નિયમના અપવાદ રૂપ છે. જ્યાં અપવાદનો પ્રસંગ હોય ત્યાં ઉદયનો નિયમ ગૌણ બની જાય છે, એટલે, તિથિની હાનિવૃદ્ધિ કે દિવાળીના પ્રસંગે ઉદય તિથિનો આગ્રહ રાખવો નહિ.

(૪) શ્રી દેવેન્દ્રસૂરિજી મહારાજા ફરમાવે છે કે-પૂનમ અને અમાસની વધઘટમાં તેરસની વધઘટ કરવી. ભા. શુ. ૫ની વધઘટમાં પણ એ જ રીતે કરવું.૨૪+

ખુલાસો—તપાગચ્છમાં પર્વ તિથિની વધઘટ ન થાય એવું એકજ નિયત ધોરણ ચાલે છે.

પૂ. આ. શ્રી. કુલમંડનસૂરિજી મહારાજનો પ્રઘોષ છે કે-(વિક્રમની પંદરમી સદી) "ત્રણે ચોમાસીમાં પૂનમ ઘટે ત્યારે તેરશનો ક્ષય કરવો."૨૫+

---

+૨૪ जहा पूण्णिमातर तेरसीखओ हवइ,तम्हा पुण्णिमावुड्ढिए वि तेरसी वुड्ढिज्जा इअ वयणं पुव्वसूरिहिं भणियं इति वचनात् ।

भाद्रपदशुक्लपंचम्यां वर्धितायामपि वर्धितपूर्णिमा वद्‌वसेयमिति । (यतिदिनकृत्य समाचारी पृ. ३९)

+૨૫ आसाढकत्तियफग्गुण-मासाण जा पुण्णिमा हुंति । तास खयं तेरसीए, भणिओ वीयरागेणं ॥ १ ॥

આ સિવાય પ્રાચીન ભંડારોમાં સંખ્યાબંધ છૂટક પાનાંઓ મળે છે, જેમાં પર્વતિથિની વધઘટ માટે યતિદિનકૃત્ય સમાચારી પ્રમાણે જ નિર્ણયો આપેલા છે.

ખુલાસો—આ ગાથા તેઓના કયા ગ્રંથની છે તે જાણી શકાયું નથી. પરંતુ દશાશ્રુતચૂર્ણિમાં પૂનમનો ક્ષય હોવા છતાં પૂનમનો ક્ષય સ્વીકાર્યો નથી, પૂનમને કાયમ કરી છે એજ ધ્વનિ આ ગાથામાં છે. પ્રાચીન હિસાબે તો આ ત્રણે પૂનમો ચોમાસી પર્વ તિથિઓ છે. તપાગચ્છ પર્વ ક્ષય માનતો નથી એ હિસાબે અહીં તેરશનો ક્ષય આદેશ્યો છે.

(૬) પૂ. આ રત્નશેખર સૂરિ મહારાજ ફરમાવે છે કે—(પંદરમી સદી)

"તિથિની વ્યવસ્થા—સવારે છઠા આવશ્યકમાં પચ્ચક્‌ખાણના સમયે જે તિથિ હોય તે પ્રમાણ છે. લોકમાં પણ સૂર્યોદયથી જ દિવસ આદિનો વ્યવહાર ગણાય છે (કરાય છે) ચોમાસી વગેરે પર્વો માટે ઉદયતિથિ લેવી. (૧) પૂજા વગેરે ઉદયતિથિએ કરવાં, (૨) ઉદયતિથિ પ્રમાણ છે, બીજી તિથિએ કરવાથી આજ્ઞાભંગાદિ દોષો લાગે. (૩) પારાશર સ્મૃતિમાં પણ કહ્યું છે કે સૂર્યોદય વખતની અલ્પ-તિથિ પણ સંપૂર્ણ છે, ઉદય વિનાની મોટી તિથિ પણ સંપૂર્ણ નથી, એમ જાણવું. (૪) ઉમાસ્વાતિ વાચકનો પ્રઘોષ સંભળાય છે કે-ક્ષયમાં પહેલાંની તિથિ કરવી, વૃદ્ધિમાં બીજી તિથિ કરવી અને શ્રી વીરજ્ઞાન-નિર્વાણનો મહોત્સવ અહીં લોકને અનુસારે કરવો.[૧૫] અર્થાત્ પહેલાં આ રીતે

+૨૧ तिथिश्च प्रातः प्रत्याख्यानवेलायां या स्यात् सा प्रमाणं, सूर्योदयानुसारेणैव लोकेऽपि दिवसादिव्यवहारात्. । आहुरपि-चाउम्मासियवरिसे पक्खियपंचट्ठमीसु तामो ... सूरो तीई तिहिप

આરાધ્ય તિથિની વ્યવસ્થા કરવી અને પછી તે આરાધ્ય તિથિએ જ તેની આરાધના કરવી).

(૭) પૂ. મહોપાધ્યાય શ્રી. દેવવિજયજી વાચક ફરમાવે છે કે—(સં. ૧૫૫૩ની આસપાસ)—" પૂનમ ઘટે ત્યારે તેરશ ઘટાડવી, બીજ વગેરે પર્વતિથિ ઘટે ત્યારે પૂર્વતિથિ ઘટાડવી, અમાસ ઘટે ત્યારે તેરશ ઘટાડવી પૂનમ –અમાસ વધે ત્યારે તેરશ વધારવી "૨૭+

ખુલાસો—સંવત ૧૫૭૭માં મુ. રૂપવિજયજી મહારાજે પર્વતિથિ નિર્ણયની બીજી કોપી કરેલ છે. તેની પાછળ મુનિ રામવિજયજી લખે છે કે પૂનમિયા મતનાં જવાબમાં આ નિર્ણય કરેલ છે. પૂ. આ. શ્રી આણંદવિમલસૂરીશ્વરજી મહારાજાએ પૂનમની વધ–ઘટમાં તેરસની વધઘટ માની છે ગત સાલમાં એટલે ૧૫૭૧ માં બે શ્રાવણી પૂનમ હતી. ત્યારે પૂજ્ય આચાર્યદેવે બે તેરશ કરી છે. અને શ્રીસંઘને પણ એજ આજ્ઞા ફરમાવી છે અને એજ પ્રમાણે કરેલ છે.

આ ઉપરથી આ ફરમાનની મહત્તા સમજી શકાય તેમ છે.

---

॥२॥ उदयंमि जा तिही, सा पमाणमिअरिह कीरमाणीए। आणाभंगणवत्थमिच्छत्त विराहणं पावे ॥३॥ पाराशरस्मृतावपि–आदित्योदयवेलायां, या स्तोकाऽपि तिथिर्भवेत्। सा संपूर्णेति मंतव्या, प्रभुता नोदयं विना ॥१॥ उमास्वातिवाचकप्रघोषश्चैवं श्रुयते–क्षये पूर्वा तिथिः कार्या वृद्धौ कार्या तथोत्तरा। श्री वीरज्ञाननिर्वाणं, कार्यं लोकानुगैरिह ॥१॥

—(श्राद्धविधि)

+२७ आसाढकत्तियफग्गुणमासे, खओ पूण्णिमा होइ। तास

(૮) જગદ્‌ગુરૂ શ્રી હીરવિજયસૂરિ મહારાજા ફરમાવે છે કે (વિ. સં. ૧૬૪૦ લગભગ)—"યદિ ચૌદશે કલ્પ વંચાય, અથવા અમાસ આદિની વૃદ્ધિમાં અમાસે કે એકમે કલ્પ વંચાય ત્યારે છઠ્ઠ ક્યારે કરવો ? તેનો ખુલાસો એ છે કે—છઠ્ઠ તપ માટે દિવસનો નિયમ નથી, યથારુચિ કરો. આમાં આગ્રહ શાનો ?" ૨૮+

ખુલાસો—ચૌદશ કે કલ્પધર એક થવાથી, અથવા ચૌદસ કે કલ્પધર વચ્ચે એક દિવસનું અંતર પડવાથી જ આ પ્રશ્ન ઊઠે છે. એટલે તેમ થવાના કારણભૂત નીચે મુજબ લૌકિક તિથિઓ આવે ત્યારે આ પ્રશ્ન ઊઠે છે. (સંવત્સરીને પાંચમે અનન્તર દિવસે કલ્પધર હોય)—

---

खओ तेरसीए, भणिओ जिणवरिंदेहिं ॥ १ ॥ चोथी पंचमी अट्ठमी. एगारसी, चउद्दसी य। तास खओ पुव्वतिहिए, अमावासाए वि तेरसी ॥२॥ तथा चागमे- अट्ठमी चउद्दसी उद्दिट्ठा पुण्णिमाइसु पव्वतिहिसु खओ न हवेइ । इम वयणाओ । इति वचनात् । जम्हा पुण्णिमाए तेरसीखओ होइ तम्हा पुण्णिमावुड्ढिए वि तेरसी वुड्ढिज्जा, इइ वयणं पुव्वसूरिहिं भणियं इति वृद्धसमाचार्यां । तथा चोक्तं-पक्खंते तह मासंते जा भवे पुण्णिमा वुड्ढिए तो तेरसीए भणिया करिज्ज जिणआणाए ।

(શાસ્ત્રીય પુરાવા નં. ૮ પૃ. ૧૦)

+૨૮ यदा चतुर्दश्यां कल्पो वाच्यते अमावास्यादि वृद्धौ वा अमावास्यां प्रतिपदि वा कल्पो वाच्यते तदा षष्ठतपः क्व विधेयम् ? इति प्रश्नोऽत्रोत्तरम्-षष्ठतपोविधाने दिननैयत्यं नास्तीति, यथारुचि तद्विधेयमिति, कोऽत्राऽऽग्रहः ? ।

—(હીર પ્રશ્ન)—

૧. ભા. શુ. ૧ વગેરે કોઈ તિથિ ઘટે તો ચોદશે કલ્પધર આવે, અમાસ વધે અને એકમ વગેરે ઘટે ત્યારે પણ લૌકિક પ્રથમ અમાસે—લોકોત્તર ચૌદશે કલ્પધર આવે.

૨. અમાસ વગેરે ૭ તિથિઓ વધે—ઘટે નહી, અથવા અમાસ વધે કે ઘટે અથવા એકમ વગેરે તિથિઓમાં યુગપત્ વધઘટ થાય ત્યારે અમાસે કલ્પધર આવે.

૩. એકમ આદિ વધે તો પહેલી એકમે અથવા ઉદય એકમે કલ્પધર આવે.

અહીં અમાસની વધઘટ કાયમ રાખવાથી આ પ્રશ્ન ઉઠયો છે, એમ માની લેવાની જરૂર નથી. વળી અહીં પ્રશ્નનું ઉત્થાન અમાવાસ્યાદિ ક્ષયેથી કર્યું જ નથી. અમાવાસ્યા-વિવૃદ્ધીથી કરેલ છે. કેમકે લૌકિક અમાસના ક્ષયે—ચોદશે કલ્પધર આવતોજ નથી. માટે જ અહિ અમાવાસ્યાદિ ક્ષયે લખ્યુંજ નથી. હા, દેહલી—દીપકન્યાયથી અમાસ વધતાં પણ ચોદશે કલ્પધર આવે છે, જે આપણે ઉપર જોઇ ગયા છીએ માટેજ અમાસ આદિના ક્ષયે જ ચૌદશે કલ્પધર આવે એ વસ્તુને પ્રશ્નકાર મહર્ષિ મહારાજ સ્વીકારતાજ નથી. એકંદરે આ આપેલ પ્રશ્નોત્તર અમાસની વધઘટ થાય તો તેરશની વધઘટ કરવી એનું સમર્થન કરે છે.

૪ વળી—પૂ. જગદ્ગુરુ મહારાજા ફરમાવે છે કે—"પાંચમ તૂટે ત્યારે તેનું તપ પૂર્વ દિવસે કરવું, પુનમ ઘટે ત્યારે તેનો તપ તેરશ—ચૌદશે કરવો. ભૂલી જવાય તો એકમ લેવી."૨૯+

+૨૯ पंचमीतिथिस्त्रुटिता भवति तदा तत्तपः पूर्वस्यां तिथौ

ખુલાસો—પાંચમ ઘટે તો તેનું તપ ચોથે જ, પાંચમ હોવાથી તે દિવસે થાય. પૂનમ ઘટે તો તેનું તપ ચૌદશે અને ચૌદશનું તપ તેરશે થાય (આવે) એટલે ક્ષયે પૂર્વાના નિયમે એ તિથિ બદલાય. અહીં ત્રયોદશ્યાં ચતુર્દશ્યાં ચા લખ્યું નથી. છટ્ઠની આવશ્યકતા જણાવી છે અને ત્રયોદશી-ચતુર્દશ્યોઃ એમ દ્વિવચન લખેલ છે.

(૯) પૂ. આ. વિજયસેનસૂરિજી મહારાજા ફરમાવે છે કે (સં. ૧૬૫૨ લગભગ) —"શ્રી પદ્માનંદગણિજી મહારાજાએ પૂછ્યું કે—આઠમ આદિ વધે ત્યારે પૂર્વ દિને પ્રત્યાખ્યાન વેલાએ અને આખો દિવસ આઠમ છે તેની આરાધના કરીએ તો પૂરી આઠમની આરાધના થાય છે. બીજે દિવસે માત્ર બે ઘડી આઠમ છે, પછી નોમ છે. તેની આરાધના કરીએ તો સંપૂર્ણ આઠમની વિરાધના થાય છે. માટે પહેલી આઠમની આરાધના ઠીક છે? તેના ઉત્તરમાં પૂ. આચાર્ય મહારાજા ફરમાવે છે કે-ક્ષયમાં પૂર્વ તિથિ કરવી અને વૃદ્ધિમાં ઉત્તર તિથિ કરવી—એ વાચકજી મહારાજના વચન પ્રમાણે બીજી આઠમ તેજ આઠમ છે,[30]+

---

क्रियते,पूर्णिमायां च त्रुटितायां त्रयोदशीचतुर्दश्योः क्रियते, विस्मृतौ तु प्रतिपद्यपि।

(હીરપ્રશ્ન પ્ર. ૪ પ્ર. ૫. પૃ० ३२)

+३० क्षये पूर्वा तिथिः कार्या, वृद्धौ कार्या तथोत्तरा। इति उमास्वातिवाचकवचनप्रामाण्यमिति॥ १८५॥

(સેનપ્રશ્ન ઉ, ૩, પૃ. ૬૭)

(૧૦) પૂ. ઉ. મ. શ્રી ધર્મસાગરજી મહારાજ ફરમાવે છે કે (સં. ૧૬૪૦ની લગભગ) "ઉદય તિથિ ન મળે તો પહેલાંની તિથિઓ ક્ષીણ મનાય છે, કિન્તુ પૂર્વોક્ત પર્વતિથિઓ ક્ષીણ મનાતી નથી. અને પહેલાંની તિથિ પોતાની સંજ્ઞાવાળી રહેતી નથી. ³¹+ ચૌદશ ઘટે ત્યારે તેરશને મુખ્યતાએ ચોદશ કહેવી, નહીં તો ક્ષીણ આઠમનું અનુષ્ઠાન સાતમે કરવાથી આઠમનું અનુષ્ઠાન નહીં બને. આ વસ્તુ બાળગોપાળ પ્રસિદ્ધ છે કે આજે અમારે આઠમનો પોસહ છે, ઈત્યાદિ વચનનો અપલાપ કરવાથી ગાંડો ગણાશે." "તેને તેરશ કહેવાયજ નહીં પ્રાયશ્ચિત્તાદિ વિધિમાં ચૌદશજ કહેવાય" તેરશ ચૌદસ બની જાય છે છતાંય તેને તેરશ કહેવી એતો નરી મુર્ખતાજ છે.

---

+૩૧ A- अह कहवि न लब्भंति ताओ सुंगगमेण जुत्ताओ। ता अवरविद्ध अवरावि हुज्ज न हु पुव्व तव्विद्धा ॥ १ ॥ B-मुख्यतया चतुर्दश्या एव व्यपदेशो युक्तः। अन्यथा क्षीणाष्टमीकृत्यं सप्तम्यां क्रियमाणं अष्टमीकृत्यव्यपदेशं न लभेत, न चेष्टापत्तिः, आबालगोपालं प्रतीतमेव अद्यास्त्याः पौषधोऽस्माकमिति एतद्वचनपयपुरुषानुष्ठीयमानानुष्ठानापलापत्वेनोन्मत्यप्रसंगात्। C-ननु औदयिकतिथिस्वीकारान्यतिथितिरस्कारप्रवणयोरावयोः कथं त्रयोदश्या अपि चतुर्दशीत्वेन स्वीकारो युक्त इति चेत्? सत्यं. तत्र त्रयोदशीति व्यपदेशस्याप्यसंभवात्, किन्तु प्रायश्चित्तादिविधौ चतुर्दश्येवेति व्यपदिश्यमानत्वात्। (सिद्धचक्र वर्ष ६, अंक ४ पृ. २०० येनेत्यं०

(પર્વતિ० ૧૪)

ખુલાસો—ઉપાધ્યાયજી મહારાજાએ ખરતરગચ્છને સમજાવવા માટે તત્ત્વતરંગિણી ગ્રંથ બનાવેલ છે, જેમાં ઉપર મુજબ અનેક વાક્યો છે. આ ગ્રંથમાં લોગસમાપ્તિ વગેરે અનેક નવીન યુક્તિઓ પણ આપી છે, જે પરવાદીને સમજાવવા માટે ઉપયોગી છે.

(૧૧)ખરતરગચ્છના ઉ. જયસોમ ગણીના શિષ્ય ઉ.ગુણવિનયજી સં. ૧૬૬૫માં રચેલ ઉત્સૂત્ર ખંડન ગ્રંથમાં વિધાન કરે છે કે "તપગચ્છમાં બે પૂનમ હોય ત્યારે પહેલી પૂનમે ચોદશ કરાય છે" તથા અમાસ પૂનમ વધે ત્યારે ઉદય ચોદશને તેરશ બનાવી ઉદય ચૌદશે આરાધનાનો નિષેધ કરવામાં આવે છે" +૩૨

ખુલાસો—ખતરગચ્છ અધિક મહિનો હોય ત્યારે બીજામાં ધર્માનુષ્ઠાન કરે છે, કિન્તુ સંવત્સરી પર્વ તો બે શ્રાવણ હોય ત્યારે બીજા શ્રાવણમાં અને બે ભાદરવા હોય ત્યારે પહેલા ભાદરવામાં આરાધે છે. આઠમ ઘટે ત્યારે તેની આરાધના સાતમે, ચૌદશ ઘટે ત્યારે તેની આરાધના પૂનમે અમાસે અને ભાદરવા શુ. ૪ ઘટે ત્યારે તેની આરાધના પાંચમે કરે છે. અને પર્વતિથિ વધે ત્યારે પહેલી તિથિને પર્વતિથિ માને છે એટલે બે ચૌદશ હોય ત્યારે પહેલી ચૌદશે પાક્ષિક કરે છે. પોતાની આ માન્યતાથી તપગચ્છની માન્યતા કેટલી ભિન્ન છે તે ઉ. ગુણવિનયજીએ ઉપરના

+૩૨ अन्यच्च वृद्धौ पाक्षिकं क्रियते इदं किम्?(२०) अमावास्या पूर्णिमावृद्धौ सूर्योदययुक्तामुदयचतुर्दशीं द्वितीयां त्रयोदशीं मत्वा (उत्सूत्र खंडन पृ० ६)

શબ્દોમાં સ્પષ્ટ કરેલ છે. આથી નક્કી છે કે તપાગચ્છમાં એ સમયે પહેલી પૂનમે કે અમાસે ચૌદશ થતી હતી. ચૌદશે તેરશ થતી હતી. અને તેરશની વૃદ્ધિ થતી હતી.

(૧૨) મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજના શિષ્ય મુ. રૂપવિજયજી લખે છે કે (સં. ૧૭૯૨)—"ચતુષ્પર્વીનો ક્ષય ન થાય, તેની વધઘટમાં પૂર્વ તિથિ વધે ઘટે, પૂનમ અમાસની વૃદ્ધિ હાનિમાં તેરસની વધઘટ કરવી. ૫૯ ઘડીની શુદ્ધ તિથિ હોય તો લેણે, પૂનમે પૂનમ પહેલી પૂનમે ચૌદશ, ચૌદશે બીજી તેરશ અને તેરશે પહેલી તેરશ થાય છે, એજ રીતે ભા. શુ. ૫ની વધઘટમાં ત્રીજની વધઘટ કરવી." ૩૩+

+૩૩ अट्ठमी चउद्दशी पुण्णिमा उदिट्ठाइ पव्वतिहीपसु खओ न हविज्जइ। जम्हा पुण्णिमाखप तेरसीखओ एवमेव वुड्ढिए वि जायइ। इच्चाइ॥ वृद्धौ उत्तरा तिथिः कार्येति वचनात् एकैव उदयवती पूर्णिमा गृह्यते. सा तु द्वितीयैव। न तु आद्या। आद्या तु सामान्या अपर्वरूपा, अतएव तस्या वृद्धौ त्रयोदश्यामेव न्यासः क्रियते, स्थाप्यते इत्यर्थः एवमपि तव न रोचते तर्हि एवं कुरु वर्धितायां आद्यपूर्णिमायां घटिकाश्चतुर्दश्यां स्थाप्याः स्थापितत्वेन च वर्धिता चतुर्दशी, घटिकायाः त्रयोदश्यां संयोजना कार्या, एवं रीत्याऽपि आगमशैल्यापि अपर्वरूपा त्रयोदश्येव वर्धिता भवति। यद्येवमपि तव न रोचते तर्हि प्रथमां पूर्णिमां परित्यज्य द्वितीयां पूर्णिमां भज। एवमनेन प्रकारेणैव भाद्रपदशुक्लपंचम्याः क्षये वृद्धौ च तृतीयस्यानवर्तिन्यास्तृतीयायाः क्षयं वृद्धिं च कुरु।

(શાસ્ત્રીય પુરાવા)

(૧૩) પૂ. આ. શ્રી વિજયદેવસૂરિસંઘના પટ્ટકમાં વિધાન છે કે (સં. ૧૮૯૫)–" પૂનમની વધઘટમાં તેરશની વધઘટ કરવી. " ૩૪ +

ખુલાસો–પૂ. જગદ્ગુરુ મહારાજાએ ચૌદશ પૂનમનું તપ તેરશ ચૌદશે આદેશ્યું છે. પરંતુ ભૂલી જાય તો એકમ પણ પૂનમના તપ માટે લેવાની કહી છે. આથી આનંદસૂરિગચ્છના યતિઓ પૂનમની વધઘટમાં એકમની વધઘટ કરવા લગ્યા. એટલે વિજયદેવ સૂરિજીએ તેનો નિષેધ કરી પૂર્વાચાર્યોના શાસ્ત્રીય પાઠો પ્રમાણે પૂનમની વધઘટમાં ઉપર પ્રમાણે તેરશની વધઘટ આદેશી છે. અત્યારે આ વિજયદેવસૂરિ સંઘના દરેક મુનિઓ આ પટ્ટકના આધારે પ્રવૃત્તિ કરે છે.

(૧૪) પૂ. શ્રી રૂપવિજયજી મહારાજા ફરમાવે છે કે (સં, ૧૮૯૬ માગસર સુદિ ૧) આ સાલ કાર્તિકી પૂનમનો ક્ષય હતો, કાર્તિકી અમાસ બે હતી અમે તથા ચોગશિ ગચ્છવાલા એ બન્ને પ્રસંગે તેરશનો ક્ષય અને વૃદ્ધિ કરેલ છે. પોષ સુદિ ૧૪ નો ક્ષય છે તો બારસ–તેરસ ભેગાં થશે. પો. શુ. ચૌદશ શુક્રવારે અને શનિવારે પૂનમ થશે તે જાણ્યુ જો. વિગેરે

(૧૫) કવિબહાદુર શ્રી દીપવિજયજી મહારાજ લખે છે કે (સં. ૧૮૭૧ આસો શુદિ ૧)થી. અમાસ પુન્યમ ત્રુટતી હોઈ તે ઉપર દેવસૂરિજીવાલા તેરશ ઘટાડે છે.

(૧૬) તપગચ્છના શ્રી પૂજ્ય વિજયધરણેંદ્રસૂરિજી જાહેર કરે છે કે (સં. ૧૯૩૦ તા. ૧૩-૮-૧૮૭૩)

+૩૪ પુર્ણિમા વૃદ્ધૌ ત્રયોદશીવર્ધનમ્ " (વિજયદેવસુરસંઘ પટ્ટક)

"જ્યારે અમાવાસ્યા તિથિ થાય ત્યારે તો બે તેરશ થાયજ છે. એ તો ધોક રસ્તો છે. તેહની તો આશંકા હોયજ નહી'"

"અમાશ બે થાય જ નહીં. જ્યાં બે અમાવશ થાય ત્યારે તો બે તેરશ કરીએ છીએ."

"પુનમ તુટે તો તેરશને દિવસે ચોદશ કરવી".

"બે તેરશ કરવાથી કોઈક એમ કહે છે કે તિથિની વિરાધના થાય ઉધાત્ તિથિની વિરાધના ન કરવી, કરે તેને મિથ્યાત લાગે ઇત્યાદિક સેન પ્રશ્નમાં વિશેષથી અધિકાર કહેલું છે. પણ એ ચાલતા દિવસનો પાઠ છે. કેમકે એજ સેનપ્રશ્નમાં તથા હીરપ્રશ્નમાં તથા તત્ત્વતરંગિણીમાં કહ્યું છે જે બે અમાવસ્યા તથા બે પુનમ થાય ત્યારે બે તેરશ કરવી"

"પર્વની સામાચારી કરતાં નિત્યની સામાચારીમાં ફેરફાર ઉપયોગથી પૂર્વાચાર્ય કરતા આવ્યા છે."

ખુલાસો-વિ.સં. ૧૯૨૮ તથા ૧૯૨૯ માં ભા શુ. ૧ બે હતી આથી આ શ્રી પૂજ્યે એમ જાહેર કર્યું કે શ્રા. વ. ૧૩ બે કરવી સાથે સાથ પુનમ અમાસની વધઘટમાં તપગચ્છની જે મર્યાદા છે તે પણ તેઓ એ તેજ હેંડબીલમાં ઉપર લખ્યા મુજબ શબ્દમાં જાહેર કરેલ છે. તે સમય ના પં. રત્નવિજયજી મ. પં. દયાવિમલજી મ. અને પં. મણિવિજયજી દાદા પણ તેમના આ મતને સમ્મત હતા. એમ તેજ હેંડબીલમાં છપાવેલ છે. આથી નક્કી છે કે તે સમયે તપગચ્છમાં પુનમ અમાસની વધઘટ થતી હતી. જેમાં આશંકાને કોઈ સ્થાનજ નથી.

(૧૭) સાગરગચ્છના શ્રી પૂજ શાંતિસાગર સૂરિ હેંડબીલમાં જાહેર કરે છે કે (સં. ૧૯૨૯ આ. શુ. ૧૪ બુધવાર).

A "પુનમ ટુટી હોય તો તેરશ ને ચઉદશ કરવી ને તેરશને દીવસે ચઉદશ કરવા ભુલી ગયા હોય તો એક મને દીવસે પુનમનો કૃત કરવો એ પરમારથ છે"

B "શાસ્ત્રનો અભિપ્રાય એવો છે કે પર્વ તિથિ વૃધ્ધ થયે વૃધ્ધિ તિથિ સાબેત રાખવી તે ઉપરથી એમ સમજાય છે કે પાછલી ઉદીઆત તિથિ ને ફેરવતાં કાંઈ શાસ્ત્ર વિરૂધ્ધ થતું નથી."

ખુલાસો—વિ. સં. ૧૯૨૮ વિ. સં. ૧૯૨૯માં ભાદરવા શુદિ ૧ બે હતી શ્રીપૂજ ધરણેંદ્રસૂરિજી એ બે તેરશ કરવાના પત્રો મોકલ્યા એટલે શ્રી પૂજ શાંતિસાગરસૂરિએ તેની આ માન્યતાને ખોટી ઠરાવવા એક હેંડબીલ બાહેર પાડેલ છે. જેમાં ભા. શુ. ૧ બે થાય એમ સાબીત કરેલ છે. તેમાં સાથે સાથ એ પણ સ્પષ્ટ કર્યું છે કે પૂનમ અમાસની વધઘટ હોય ત્યારે તપગચ્છમાં તેરશનીજ વધઘટ કરાય છે. પૂ. આ. શ્રી વિજયસિદ્ધિસૂરિ, આ. જંબૂસૂરિ અને પં. કલ્યાણવિજયજી મ. જણાવે છે કે આ પ્રસંગે પૂ. શ્રી મૂલચંદજી મહારાજ વિગેરે મુનિવરો અને શ્રાવકપ્રેમાભાઈ સ્વરૂપચંદ વિગેરે શ્રી પૂજ્ય વિજયધરણેંદ્રસૂરિના વિરોધમાં હતાં અને પૂજ શાંતિસાગરને સમ્મત હતા. આ મતભેદ ભાદરવા શુદિ ૧ની વૃદ્ધિ અંગે હતો, કિન્તુ પુનમ અમાસની વધઘટમાં તેરશની વધઘટ કરવી એ રીતને બંને શ્રી

"જ્યારે અમાવાસ્યા તિથિ થાય ત્યારે તો બે તેરશ થાયજ છે. એ તો ધોક રસ્તો છે. તેહની તો આશંકા હોયજ નહીં"

" અમાશ બે થાય જ નહીં. જ્યાં બે અમાવશ થાય ત્યારે તો બે તેરશ કરીએ છીએ."

" પુનમ તુટે તો તેરશને દિવશે ચૌદશ કરવી".

" બે તેરશ કરવાથી કોઈક એમ કહે છે કે તિથિની વિરાધના થાય ઉઘાત્ તિથિની વિરાધના ન કરવી, કરે તેને મિથ્યાત લાગે ઇત્યાદિક સેન પ્રશ્નમાં વિશેષથી અધિકાર કહેલું છે. પણ એ ચાલતા દિવસેનો પાઠ છે. કેમકે એજ સેનપ્રશ્નમાં તથા હીરપ્રશ્નમાં તથા તત્ત્વતરંગિણીમાં કહ્યું છે જે બે અમાવશ્યા તથા બે પૂનમ થાય ત્યારે બે તેરશ કરવી"

" પર્વની સામાચારી કરતાં નિત્યની સામાચારીમાં ફેરફાર ઉપયોગથી પૂર્વાચાર્ય કરતા આવ્યા છે."

ખુલાસો-વિ.સં. ૧૯૨૮ તથા ૧૯૨૯ માં ભા શુ. ૧ બે હતી આથી આ શ્રી પૂજ્યે એમ જાહેર કર્યું કે શ્રા. વ. ૧૩ બે કરવી સાથે સાથ પૂનમ અમાસની વધઘટમાં તપગચ્છની જે મર્યાદા છે તે પણ તેઓ એ તેજ હેંડબીલમાં ઉપર લખ્યા મુજબ શબ્દમાં જાહેર કરેલ છે. તે સમય ના પં. રત્નવિજયજી મ. પં. દયાવિમલજી મ. અને પં. મણિવિજયજી દાદા પણ તેમના આ મતને સમ્મત હતા. એમ તેજ હેંડબીલમાં છપાવેલ છે. આથી નકકી છે કે તે સમયે તપગચ્છમાં પૂનમ —અમાસની વધઘટ થતી/હતી. જેમાં આશંકાને કોઈ સ્થાનજ — નથી.

(૧૭) સાગરગચ્છના શ્રી પૂજ શાંતિસાગર સૂરિ હેંડબીલમાં જાહેર કરે છે કે (સં. ૧૯૨૯ આ. શુ. ૧૪ બુધવાર)

A "પુનમ ટુટી હોય તો તેરશ ને ચઉદશ કરવી ને તેરશને દીવસે ચઉદશ કરવા ભુલી ગયા હોય તો એક બને દીવસે પુનમનો કૃત કરવો એ પરમારથ છે"

B "શાસ્ત્રનો અભિપ્રાય એવો છે કે પર્વ તિથિ વૃધ્ધ થયે વૃધ્ધિ તિથિ સાબેત રાખવી તે ઉપરથી એમ સમજાય છે કે પાછલી ઉદીઆત તિથિ ને ફેરવતાં કાંઈ શાસ્ત્ર વિરૂધ્ધ થતું નથી"

ખુલાસો—વિ. સં. ૧૯૨૮ વિ. સં. ૧૯૨૯માં ભાદરવા શુદિ ૧ બે હતી શ્રીપૂજ ધરણેંદ્રસૂરિજી એ બે તેરશ કરવાના પત્રો મોકલ્યા એટલે શ્રી પૂજ શાંતિસાગરસૂરિએ તેની આ માન્યતાને ખોટી ઠરાવવા એક હેંડબીલ બાહેર પાડેલ છે. જેમાં ભા. શુ. ૧ બે થાય એમ સાબીત કરેલ છે. તેમાં સાથે સાથ એ પણ સ્પષ્ટ કર્યું છે કે પુનમ અમાસની વધઘટ હોય ત્યારે તપગચ્છમાં તેરશનીજ [illegible] કરાય છે. પૂ. આ. શ્રી વિજયસિદ્ધિસૂરિ, આ. જંબૂસૂરિ અને પં. કલ્યાણવિજયજી મ. જણાવે છે કે આ પ્રસંગે પૂ. શ્રી મૂલચંદજી મહારાજ વિગેરે મુનિવરો અને [illegible] રવચંદ વિગેરે શ્રી પૂજ્ય વિજયધરણેંદ્રસૂરિના [illegible] હતા અને પૂજ શાંતિસાગરને સમ્મત હતા. [illegible] ભાદરવા શુદિ ૧ ની વૃદ્ધિ અંગે હતો, કિન્તુ પુનમ અમાસની વધઘટમાં તેરશની વધઘટ કરવી એ [illegible].

એમ જણાવી, ચંડુપંચાંગને છોડી બીજું પંચાંગોના આધારે છઠનો ક્ષય જાહેર કર્યો. આ વસ્તુ જૈનધર્મ પ્રકાશના ઉક્ત અંકમાં સવિસ્તર રજુ કરવામાં આવી છે, અને તપગચ્છમાં પૂનમ ઘટે તો તેરશ ઘટાડવાનું નિયત ધોરણ છે તે પણ તેજ લેખમાં ઉપર લખેલ શબ્દોથી દર્શાવવામાં આવ્યું છે, આથી નક્કી છે કે તે સાલમાં પણ કોઈ ભા. શુ. ચોથ પાંચમ પૂનમ કે અમાસની વધઘટ માનનારા ન હતા. આથી મુનિવરો અને શ્રીસંઘે ભા, શુ, ૬ નો ક્ષય માન્યો છે અને પૂ. આચાર્ય સાગરાનંદસૂરિજીએ ચંડુને આધારે ત્રિજનો ક્ષય માન્યો છે-કર્યો છે, પણ કોઇએ ચોથ પાંચમનો ક્ષય કર્યો નથી.

(૧૯) સં, ૧૯૧૧ માં પણ તેજ પ્રસંગ બન્યો હતો, અને સં ૧૯૫૨ પ્રમાણે વ્યવસ્થા કરી હતી ત્યારે કોઈએ ભા, શુ, ૪ કે ૫ નો ક્ષય કર્યો નથી પૂ શ્રી સાગરજી મહારાજે પણ કપડવંજના સંઘની એક્તા માટે સંઘને +અન્યપંચાંગ માન્ય રાખવા દીધું હતું.

(૨૦) જૈન ધર્મપ્રસારક સભાએ સં. ૧૯૮૯ માં જાહેર કર્યું છે કે—

"હવે તિથિનો ક્ષય ન કરવાની આપણી પ્રવૃત્તિને અનુસારે શુદિ ૫ ના ક્ષયે શુદિ ૪ નો ક્ષય કરવો જોઈએ પરન્તુ તે દિવસે સંવત્સરી પર્વનો દિવસ હોવાથી તેનો ક્ષય ન કરીએ તો શુદિ ૩ નો ક્ષય કરવો જોઈએ."

+આ.શુ ૩ના ક્ષયના હિસાબે આવતી ભાદરવા.શુદી ૪ના રોજ સાંવત્સરિક ખમતખામણાં કર્યાં હતાં અને જણાવ્યું હતું કે મારી માન્યતા ત્રીજના ક્ષયની છે પણ તેમ કરતાં સંઘમાં એક્તા ન સચવાય તેમ હોય તો હું તેનો આગ્રહ કરતો નથી.

"શુદિ ૬ નો ક્ષય કરીએ તો ચંડુ પંચાંગથી જુદા જુદા પડીને કરવાનો છે" (જૈનધર્મ પ્રકાશ સં, ૧૯૮૯ ચૈત્ર)

ખુલાસો—આ સાલમાં પણ ભા, શુ, ૫ નો ક્ષય હતો પરંતુ ચોથ પાંચમનો ક્ષય કરાયજ નહીં એટલે ત્રીજનો ક્ષય કરવો કે છઠનો ક્ષય કરવો તેજ નિર્ણય કરવાનો હતો પ્રકાશિત જૈન પંચાંગોમાં પણ ત્રીજનો અને છઠનો ક્ષય થયો હતો, આમ હોવાથી જૈન ધર્મ પ્રકાશમાં ઉપર પ્રમાણે ચર્ચા આવી હતી,

વીરશાસન વ, ૧૧ અં ૪૧ પૃ, ૬૨૭ માં છપાએલ છે કે "આચાર્ય (વિજયદાનસૂરિજી) મહારાજ તો એક પર્વનીજ નહીં કિન્તુ અઠ્ઠાઈના આઠે દિવસની વધઘટને પણ પસંદ કરતા નથી" (પૃ, ૬૨૭) આમ છે તો તેઓ પાંચમનો ક્ષય તો માનેજ કેમ? એટલે તેઓ ૧૯૮૯ ભ, શુ, ૧૪ના ફરમાવે છે કે—"બીજા ઘણાં પંચાંગોમાં ભાદરવા શુદિ ૬ નો ક્ષય થાય છે તેથી શુદિ ૬ નો ક્ષય કરવો" (વીર, વ, ૧૧ અં, ૪૧)

આ, શ્રી વિજયવલ્લભસૂરિ તા, ૧૮-૫-૩૭ જણાવે છે કે—"સર્વ સાધુઓએ સ્વ. ગુરૂદેવની આજ્ઞા મુજબ સં. ૧૯૫૨ માં ભા, શુ, ૬ નોજ ક્ષય માન્યો હતો પાંચમનો ક્ષય કોઈએ પણ માન્યો હોતો,"

"તમામ સાધુઓએ સં, ૧૯૮૯ માં પણ સં, ૧૯૫૨ ની માફક ભા, શુ, ૬ નોજ ક્ષય માન્યો હતો,"

"કોઈ પણ આચાર્ય ઉપાધ્યાય પન્યાસ પ્રવર્તક ગણિ કે સામાન્ય સાધુએ ભા, શુ, ૫ નો ક્ષય કોઈ વખતે પણ માન્યો નથી એ નિર્વિવાદ વાત છે," (આત્માનંદપ્રકાશ પુ, ૩૪ અં, ૧૨).

એમ જણાવી, ચંડુપંચાંગને છોડી બીજું પંચાંગોનાં આધારે છઠનો ક્ષય જાહેર કર્યો. આ વસ્તુ જૈનધર્મ પ્રકાશ ઉક્ત અંકમાં સવિસ્તર રજુ કરવામાં આવી છે, અને તેમાં ગચ્છમાં પૂનમ ઘટે તો તેરશ ઘટાડવાનું નિયતં ધોરણ છે, પણ તેજ લેખમાં ઉપર લખેલ શબ્દોથી દર્શાવવામાં આવ્યું છે, આથી નક્કી છે કે તે સાલમાં પણ કોઈ ભા. શુ. ચોથ પાંચમ પૂનમ કે અમાસની વધઘટ માનનારા ન હતા. આથી મુનિવરો અને શ્રીસંઘે ભા, શુ, ૬ નો ક્ષય માન્યો છે અને પૂ. આચાર્ય સાગરાનંદસૂરિજીએ ચંડુને આધારે ત્રિજનો ક્ષય માન્યો છે-કર્યો છે, પણ કોઈએ ચોથ પાંચમનો ક્ષય કર્યો નથી.

(૧૯) સં, ૧૯૧૧ માં પણ તેજ પ્રસંગ બન્યો હતો, અને સં ૧૯૫૨ પ્રમાણે વ્યવસ્થા કરી હતી ત્યારે કોઈએ ભા, શુ, ૪ કે ૫ નો ક્ષય કર્યો નથી પૂ શ્રી સાગરજી મહારાજે પણ કપડવંજના સંઘની એકતા માટે સંઘને +અન્યપંચાંગ માન્ય રાખવા દીધું હતું.

(૨૦) જૈન ધર્મપ્રસારક સભાએ સં. ૧૯૮૯ માં જાહેર કર્યું છે કે—

"હવે તિથિનો ક્ષય ન કરવાની આપણી પ્રવૃત્તિને અનુસારે શુદિ ૫ ના ક્ષયે શુદિ ૪ નો ક્ષય કરવો જોઇએ પરન્તુ તે દિવસે સંવત્સરી પર્વનો દિવસ હોવાથી તેનો ક્ષય ન કરીએ તો શુદિ ૩ નો ક્ષય કરવો જોઈએ."

+આ.શુ ૬ના ક્ષયના હિસાબે આવતી ભાદરવા શુદી ૪ના રોજ સકલસંઘને ખમતખામણાં કર્યાં હતાં અને જણાવ્યું હતું કે મારી માન્યતા ત્રીજના ક્ષયની છે પણ તેમ કરતાં સંઘમાં એકતા ન સચવાય તેમ હોય તો હું તેનો આગ્રહ કરતો નથી.

વાળાએ બુધવારે સંવત્સરી કરી હતી. આચાર્ય વિજય-સિદ્ધિસૂરિ આ સાલ એ નવા મતમાં ભળ્યા હતા અને તેમાંના એકાદ આચાર્ય એ નવા મતથી છુટા થયા હતા.

(૨૭) સં. ૨૦૦૪ માં શ્રીસંઘ **પર્વતિથિની વધઘટ થાય નહીં** એ શાસ્ત્રાજ્ઞાને અનુસરીને પાંચમ પુનમ કે અમાસ વિગેરે કોઇ પણ પર્વની વધઘટ કર્યા સિવાય દરેક પર્વોને કાયમ રાખી સંવત્સરી ચોમાસી, પાક્ષિક અને દરેક પર્વોની આરાધના કરનાર છે,

ખુલાસો—સં. ૨૦૦૪ ની સાલમાં પોષ વદિ ૦)) બે છે અષાડ શુદિ ૧૫ બે છે, આસો શુદિ ૧૫ બે છે અને ભા. શુ. ૫ નો ક્ષય છે તેથી સમસ્ત શ્રીસંઘ વાચક શ્રી ઉમાસ્વાતિજી અને આચાર્ય શ્રી કાલિકાસૂરિની આજ્ઞા પ્રમાણે ક્ષયે પૂર્વા૦ તથા અનન્તરચોથના નિયમ પ્રમાણે પર્વતિથિઓની વધઘટ કર્યા વિના પો. વ. ૧૪ સોમવારે અષાડ શુદિ ૧૪ મંગલવારે ભાદરવા શુદી ૪ સોમવારે અને આસો શુદિ ૧૪ રવિવારે તે તે પર્વોનું આરાધન કરશે એ નિર્વિવાદ વસ્તુ છે.

નવા મતવાળા શું કરશે તેનો ઉત્તર ભવિષ્યનો ઇતિહાસ આપશે.

ઉપરના ફકરાનોથી એ સહેજે પુરવાર થાય છે કે-જૈનાચાર્યોએ ભ૦ મહાવીરસ્વામીથી આજસુધી પર્વતિથિની વધઘટ માની નથી એટલુજ નહીં કિન્ત સમયે સમયે જુદી જુદી આજ્ઞાઓ આદેશી, પર્વોને નિર્લેપ રાખી, પર્વતિથિની સર્વતોમુખી રક્ષા કરી છે. આટલા આ૦ના પ્રમાણો પ્રત્યક્ષ છતાં આ૦ રામચંદ્રસૂરિ વિગેરે એ નવો પુનમલોપક મત કેમ ? એજ આશ્ચર્યઘટના છે. અસ્તુ.

## પ્રકરણ ૪—નવામતની નવી નવી વાતો—

વિ: સં: ૧૯૯૨ની સંવત્સરીથી આ. રામચંદ્રસૂરિએ નવો મત ચલાવ્યો છે, અને આ. વિ. જંબૂસૂરિજી, પં. શ્રી કલ્યાણવિજયજી, મુનિશ્રી જનકવિજયજી અને ધીરશાસનના તંત્રીએ જુદી જુદી પુસ્તિકાઓ અને લેખો દ્વારા નવામતની કેટલીક માન્યતાઓ રજુ કરી છે, જેની ટુંકી નોંધ નીચે આપુ છું: અને સાચો સાચ તેમ માનવાથી શું હાની છે તે પણ "ખુલાસામાં" બતાવું છું.

(૧) સૂર્યપ્રજ્ઞપ્તિ, વિગેરેના આધારે બનતાં પ્રાચીન જૈનપંચાંગમાં દરેક તિથિની વધઘટ થતી હતી.

ખુલાસો—સૂર્યપ્રજ્ઞપ્તિ જ્યોતિષકરંડક, ચંદ્રપ્રજ્ઞપ્તિ, લોકપ્રકાશ અને જૈનેતર વેદાંગ જ્યોતિષમાં લગભગ ૫૯ ઘડી પ્રમાણ તિથિ માની છે, અને તિથિવૃદ્ધિની તો ચોક્ખી મના કરી છે. ચૂર્ણીઓમાં ક્ષીણપૂનમના પ્રસંગે પર્વતિથિની વધઘટ ન થાય એ નિયમે પૂનમને કાયમ રાખી છે, અટલે ઉપર લખેલ નવામતની વાત જૂઠી છે.

(૨) લૌકિકપંચાંગમાં તિથિની વધઘટ થાય છે તેમ આરાધનામાં પણ તિથિની વધઘટ કરવી.

ખુલાસો—જૈનો અસલી જૈનપંચાંગના અભાવે બ્રાહ્મણ-

સાંપ્રદાયિક પંચાંગને માને છે પણ તેને જૈનત્વના સંસ્કારો આપીનેજ માને છે. આથી એમ કહેવાય છે કે—"હિંદભરમાં માત્ર જૈનો જ્યાદાણી પંચાંગને માનતા નથી" જૈનોની આ પોતાના આગમોક્ત જૈન પંચાંગની વફાદારી છે અને બીજી રીતે કહીએ તો તદ્વિષયક પોતાની સ્વતંત્રતાની જાગૃતિ છે. તિથિવૃદ્ધિમાં વૈદિકો પહેલીને પ્રમાણ માને છે. જૈનો બીજીને પ્રમાણ માને છે, આ પણ એક મુખ્ય ભેદ છે. પર્વતિથિની વધઘટ માનતાં આ બાબતમાં પણ ગડબડ થવાની. વળી પર્વતિથિનો ક્ષય માનીએ તો પર્વોની આરાધનારૂપ દાન, તપ, શીલત્યાગ, ઉપવાસ વિગેરે વિગેરેનો લોપ થશે "પર્વ તિથિ નથી" તો પછી આરાધના કોની? આવી મુંઝવણ અનિવાર્ય બની જશે.

(૩) ઉદય અને સમાપ્તિવાળી તિથિ પ્રમાણ માનવી:

ખુલાસો—ઉદય અને સમાપ્તિ એ બે લક્ષણો ક્ષીણ તિથિમાં ઘટતાં નથી, ઉપર પ્રમાણે માનવાથી ક્ષીણ પર્વતિથિનું અસ્તિત્વજ નહીં રહે અને તેની આરાધનાનો પણ ક્ષય થશે. આરાધકો માટે આ આરાધનાનો લોપ ઇષ્ટ નથી માટે અહીં એજ માનવું ન્યાય સંમત છે કે—ઉત્સર્ગથી કે અપવાદથી જે ઉદય તિથિ હોય તેજ પ્રમાણતિથિ છે.

(૪) લૌકિક પંચાંગમાં ૧૨ પર્વતિથિઓ વધે ઘટે ત્યારે તેની વધઘટ કાયમ રાખવી પણ પૂર્વતિથિની વધઘટ કરવી નહીં. ક્ષીણપર્વનું અનુષ્ઠાન પૂર્વતિથિએ કરવું પણ તે પૂર્વતિથિને પર્વની સંજ્ઞા આપવી નહિ. બે તિથિ ભેગી આરાધવી:

ખુલાસો—યદિ પર્વતિથિનો ક્ષય માનીએ તો તેની

સંવત્સરી આદેશી પછી ભા. શુ. પાંચમની કાંઈ મહત્તા રહી નથી એજ સ્થિતિ ચૌદશે ચોમાસી-પાખી થવાથી પૂનમ અમાસની છે. આ ખ્યાલથી નવા મતવાલા માને છે કે—"પ્રાયશ્ચિત્ત આદિમાં ચૌદશની મુખ્યતા છે એટલે ચૌદશ ઘટે તો તેરશને ચૌદશ કહેવી પણ પૂનમ મુખ્ય નથી માટે તે ઘટે તો તેને ચૌદશમાં શામેલ કરી દેવી અને તે દિવસને ચૌદશ કહેવી" (વીર વ. ૧૫ પૃ. ૧૫) વળી "ભા. શુ. ૫ તો અરેરી, માત્તાની તુલ્ય છે" (પૃ. ઉંદરે) વિગેરે. તેઓ આ રીતે પૂનમ અમાસ અને ભા શુ ૫ માટે તર્ક ચલાવે છે પરંતુ પૂનમ અમાસને તો શ્રીભગવતીજી વિગેરે મૂળ અંગોમાં પણ પર્વરૂપે વર્ણવ્યા છે અને આચારંગજી તથા તત્ત્વાર્થજી વિગેરેમાં તેની ફરજીઆત આરાધના ઉપદેશી છે. પાંચમ પણ સંવત્સરી પાંચમ નથી કિન્તુ જ્ઞાન પાંચમ તો છે જ તેથી પૂ. આ. કાલિકાચાર્યે પાંચમને સ્તંભરૂપ રાખી અનન્તર ચોથે સંવત્સરી આદેશી છે. જગદ્ગુરૂજીએ પણ મુખ્યવૃત્યા પાંચમની આરાધના આદેશી છે આ દરેક ઉલ્લેખોથી પૂનમ અમાસ તથા પાંચમની પર્વતા પુરવાર થાય છે એટલે તેની વધઘટ ન જ થાય. વર્ષમાં ૧૪૫ પર્વો આવે છે તેની આરાધના ૧૪૫ દિવસે થવીજ જોઈએ.

(૬) ચૌદશ પૂનમ, ચૌદશ અમાસ અને ભા. શુદિ ચોથ પાંચમ એ જોડિયાં પર્વ છે. તેમાંનું બીજું પર્વ ઘટે તો એક દિવસેજ આરાધના કરવી. વધે તો બન્નેની વચમાં એક અહોરાત્ર વધારવો અને આરાધના કરવી એટલે પૂનમ ઘટે તો પૂનમનું અનુષ્ઠાન ચૌદશે કરવું અને ચૌદશનું અનુ-

ઠાન પણ ચૌદશે કરવું પૂનમ વધે તો ચૌદશ પૂનમને છુટાં પાડી વચમાં એક દિવસ વધારવો.

ખુલાસો—નવા મતવાળાને પૂનમ, અમાસ, અને પાંચમ પ્રત્યે કેવો પ્રેમ છે તે આ નિયમથી જણાઇ આવે છે. તેઓ તો ત્યાં સુધી માને છે કે અમાસ પૂનમને ચૌદશમાં સામેલ કરતાં બાર પર્વના આરાધકો એક બે પર્વની ઓછી આરાધના કરે—એક બે દિવસ ઓછાં તપ કરે, ઓછા શીલ પાળે તેની કાંઇ હરકત નથી; પણ તે ક્ષીણપર્વોની સ્વતંત્ર આરાધના કરવીજ નહીં, આ તેઓની માન્યતા છે. પરન્તુ જે ચતુષ્પર્વીને સૂત્ર આગમો અને અનેકશાસ્ત્રો આરાધ્ય માને છે, ફરજીયાત આરાધ્ય બતાવે છે, તેની વધઘટ કરવી અને બે પર્વોની આરાધના એક દિવસે પતાવી દેવી તે શુદ્ધપાક્ષિક ક્રિયારુચિ, જીવોને કેમ પાલવે? જો કે અહિં તેઓ એક નવો કુતર્ક કરે છે કે—બે પૂનમ હોય ત્યારે ચૌદશ અને પહેલી પૂનમનો છઠ્ઠ કરવો, બીજી પૂનમે પારણું કરવું. (વીરપુ. ૧૫ પૃ.૨૦૭) તપ વિના આરાધના ન જ થઇ શકે તેમ નથી (પૃ. ૧૫૨) આ કુતર્કની પાછળ કઇ મનોદશા વર્તે છે તે તો જ્ઞાની જાણે. પરન્તુ વૃદ્ધિ તિથિમાં લૌકિકો પહેલીને અને જૈનો બીજીને પ્રમાણ માને છે અને તે લેખક પણ વૃદ્ધિમાં બીજી તિથિને આરાધવાની તરફેણમાં છે છતાં પૂનમ વધે ત્યારે પહેલીને આરાધ્ય અને બીજીને સામાન્ય તિથિ બનાવવાનું સૂચવે છે આ કઇ જાતનો ન્યાય? આમાં જૈનોને પર્વ આરાધવામાં છોડે પાડવાની કે બ્રાહ્મણી પંચાંગ સ્વીકારવાની હિમાયત હશે શું? જ્ઞાની જાણે! [illegible]

એ છે કે ભેળસેળિયા પર્વને એક દિવસે કરવાં નહિં. વચગાળે દિવસ વધારી જુદા પાડવા નહિં પણ તેરશની વધઘટ કરવી અને ભા.શુ. ૪-૫નું અનન્તરપણું તો પૂ. આ. કાલિકાચાર્ય મહારાજે શ્રીમુખેજ ફરમાવ્યું છે.

(૭) જો પર્વ તિથિની વધઘટ ન થાય તો અપર્વ તિથિની પણ વધઘટ ન થવી જોઈએ.

ખુલાસો—પર્વતિથિ અને અપર્વ તિથિઓને સરખી ગણીએ તો જ આ નિયમ ઉપયોગી છે. પણ શાસ્ત્રોમાં પર્વ તિથિની આરાધના ઉપદેશી છે આથી તેને સ્પષ્ટ કરવા માટે વધઘટની મના કરી છે. અને તે વ્યાજબી જ છે.

(૮) તત્ત્વતરંગિણીના આધારે તિથિ વ્યવસ્થા કરવી.

ખુલાસો—નવામતવાળા તત્ત્વતરંગિણીના અર્થનો અનર્થ કરી તેના આધારે પોતાની તિથિ વ્યવસ્થા હોવાનું જણાવે છે. આથી એ ચોક્કસ છે કે તેઓ આ બાબતમાં પૂર્વાચાર્યોની આજ્ઞાને માનવા તૈયાર નથી. પર્વતિથિનો બે હજાર વર્ષનો ઇતિહાસ જાણ્યા પછી તેઓની આ તિથિ વિષયક માન્યતા કેવી છે. તેને ફરી સમજાવવાની જરૂર રહેતી નથી વળી પં. શ્રી કલ્યાણવિજયજી મહારાજ તત્ત્વતરંગિણી માટે શું માન્યતા ધરાવે છે. તે પણ જૈનપત્રોના વાંચકથી અજાણ્યું નથી. એકંદરે પૂર્વાચાર્યોની આજ્ઞા પ્રમાણે તિથિ વ્યવસ્થા માનવી એજ ઉત્તમ માર્ગ છે, અને મહોપાધ્યાય શ્રી ધર્મસાગરજી મહારાજ તિથિ વિષયમાં તેઓનેજ અનુસરે છે એ તેમના લખાણથીજ નક્કી છે.

## પ્રકરણ ૫-તારવણ

ઉપરના ઇતિહાસથી તારવી શકાય છે કે—"તપાગચ્છની તિથિ આચરણા" નીચે મુજબ છે.

(૧) પ્રાચીન જૈન પંચાંગના આધારે તિથિ વધેજ નહિં. ભાદરવામાં એક પણ તિથિની વધઘટ થાય નહિં.

ખુલાસો—જૈન આગમોમાં લગભગ ૫૯ ઘડી પ્રમાણ તિથિમાની છે. એટલે તિથિ વૃદ્ધિ થવાનીજ નહિં, વરસમાં ૬ તિથિ ઘટતી હતી. પણ પર્વતિથિ ઘટે તો પૂર્વતિથિને ઘટાડવામાં આવતી હતી. જે વસ્તુને ચૂર્ણીઓમાંનો અષાઢી પૂનમના શબ્દો ટેકો આપે છે.

(૨) લૌકિક પંચાંગમાં તિથિની વધઘટ થાય છે પરન્તુ આરાધનામાં તિથિની વધઘટ કરવી નહિં—લખવી નહિં.

ખુલાસેઃ—જૈન આગમમાં તિથિવૃદ્ધિની મના કરી છે. એ રીતિ અત્યારે પ્રચલિત નથી. લૌકિક પંચાંગોમાં તિથિની વૃદ્ધિ થાય છે અને એ પંચાંગ અત્યારે પ્રચલિત છે. એટલે તિથિની વધઘટ માનવી પડે છે, પરન્તુ પર્વતિથિના પ્રસંગે ૫૯ ઘડીની શુદ્ધ તિથિ, એ રીતે સંસ્કાર દેવાથી શુદ્ધ તિથિ મળે છે, આથી પર્વતિથિની વૃદ્ધિ રહેતી નથી અને જૈનાગમની વફાદારી યથાશક્ય બની રહે છે. જૈન-

શાસ્ત્રોમાં પર્વતિથિએ નિયત આરાધના બતાવી છે માટે પર્વતિથિઓ સ્પષ્ટ કરવી જોઈએ. પર્વતિથિ ઘટે તો આરાધના ઉડી જાય અને વધે તો આરાધના બેવડાય એ ઠીક નથી માટે આરાધનામાં પર્વતિથિની વધઘટ માનવી એ કોઈ રીતે ઉચિત નથી.

(૩) ઉદયતિથિ પ્રમાણ માનવી (ઉત્સર્ગથી, કે અપવાદથી) ઉદયપર્વતિથિ લેવી.

ખુલાસો—ઉદયતિથિ પ્રમાણ મનાય છે, પરન્તુ પર્વતિથિની વધઘટમાં યોગ્ય ઉદયતિથિ મળતી નથી અને શાસ્ત્રો પ્રમાણે તો પર્વતિથિ જોઈએજ માટે વા. ઉમાસ્વાતિજી મહારાજે અપવાદ આદેશ્યો છે કે—"ક્ષયમાં પૂર્વ તિથિને પર્વતિથિ બનાવવી; વૃદ્ધિમાં બીજી તિથિનેજ પર્વતિથિ રાખવી અને દિવાળીમાં લોક કરે તે દિવાળી માનવી" અર્થાત્ આ પ્રસંગે ઉદયનો આગ્રહ રાખવો નહિ. પણ અપવાદ મુજબ તિથિ વ્યવસ્થા કરવી. પૂ. કાલિકાચાર્યજીએ પણ સંવચ્છરી માટે અનન્તર ચોથ આદેશી છે તેમાં પણ એકાંત ઉદયતિથિનો આગ્રહ રાખનારને ચીમકી આપી છે. કેમકે વધઘટમાં ક્ષયે પૂર્વાના નિયમથી આ વ્યવસ્થા સુમેળ બની રહે છે. પર્વતિથિ ઉદયવાળી નહોતી તે અપવાદની સહાયથી ઉદય તિથિ બની જાય છે, એટલે અહિં "ઉદયતિથિ પ્રમાણ માનવી" એટલુંજ કથન ઉચિત છે. યાદ રાખવાનું કે—ઉત્સર્ગ અને અપવાદ એ બન્ને વિધિમાર્ગ છે; અપવાદ તો ઉત્સર્ગનુંજ અંગ છે, તે ઉત્સર્ગથી અશક્ય બનેલને શક્ય બનાવી દે છે.

(૪) લૌકિક પંચાંગમાં ૧૨ પર્વની વધઘટ થાય ત્યારે તેની વધઘટ કરવી નહીં પણ પૂર્વ તિથિની વધઘટ કરવી અને પર્વતિથિને નિર્ભેળ રાખવી એટલે કે વૃદ્ધિમાં બીજી તિથિને જ અને ક્ષયમાં પૂર્વ તિથિનેજ પર્વની સંજ્ઞા આપવી.

ખુલાસો—શ્રીજીએ પૂર્ણિમાં પૂનમના ક્ષયે પૂર્વ તિથિને પૂનમની સંજ્ઞા આપી છે અને વા. ઉમાસ્વાતિજી મહારાજ, આ. શ્રી દેવેંદ્રસુરિજી, આ. રત્નશેખરસુરિ, આ. શ્રી આનંદવિમલસૂરિ, જગદ્ગુરૂ શ્રી હીરવિજયસુરિ, મહામહોપાધ્યાય ધર્મસાગરજી, મહારાજ, આચાર્ય શ્રી વિજયદાનસુરિ મહારાજ વિગેરે એ પર્વ તિથિની વધઘટ કરવાની મના ફરમાવી, પહેલાની તિથિની વધઘટ આદેશી છે, અને ઉપલબ્ધ તિથિને પર્વતિથિની સંજ્ઞાથી જ બોલાવવાની આજ્ઞા કરી છે. ખરતરગચ્છના ઉપાધ્યાયજી પણ "શ્રી જગદ્ગુરૂજીના સમયે તપગચ્છમાં પૂનમ અમાસની વધઘટમાં તેરશની વધઘટ કરવાનું અને તિથિની સંજ્ઞામાં પરાવર્તન કરવાનું જણાવી," તપગચ્છની ઉક્ત માન્યતાને ટેકો આપે છે. મહોપાધ્યાય ધર્મસાગરજી મહારાજ તો સાફ સાફ કહે છે કે પર્વતિથિના ક્ષયમાં પહેલાની તિથિ ક્ષીણ મનાય છે અને તેની સંજ્ઞા પણ બદલાઈ જાય છે. ચોદશ ઘટે, ત્યારે તેરશને મુખ્યતાએ ચોદશ કહેવી એજ રીતે સાતમને આઠમ કહેવી અને એ આઠમે આઠમનું અનુષ્ઠાન કરવું. જો એમ નહીં માનો અને આઠમ તુટી છે માટે આઠમનું અનુષ્ઠાન સાતમે કરીએ છીએ. અમારે આજે આઠમનો ઉપવાસ છે આઠમનો પૌષધ છે એ ખરું પણ આજે છે સાતમ. આવું આવું બોલશો તો લોકોમાં સ્પષ્ટેલ

ગણાયો એમ તેરશ ચૌદશની સંજ્ઞાને પામે પછી તેને તેરશ કહેવી એ પણ નરી મૂર્ખતાજ છે. વિગેરે આથી પર્વતિથિને સ્થિર જ રાખવી, વધઘટમાં પણ આદિ ટિ૦ તિથિને પર્વની સંજ્ઞા આપવી અને આરાધવી અને એજ આરાધકો માટે ઉત્તમ માર્ગ છે.

(૫) પૂનમ અમાસ અને ભા. શુ. ૫ એ પણ આગમોક્ત પર્વો છે તેની વધઘટ ન જ થાય.

ખુલાસો—સંવત્સરી ભા. શુ. ૫ને બદલે ચોથે થઈ તેથી તે સંવત્સરી નથી રહી, પણ તે પાંચમ પર્વ રૂપે તો છેજ. એજ રીતે પુનમ અમાસ પણ પર્વરૂપે તો છે જ. સૂયગડાંગસૂત્ર, ભગવતીસૂત્ર વિગેરે મૂલસૂત્રોમાં આઠમ ચૌદશ પૂનમ અને અમાસ એ ચતુષ્પર્વીને મુખ્યપર્વ તરીકે વર્ણવ્યા છે, પ્રવચનસારોદ્ધાર, યોગશાસ્ત્ર, સમાચારી, હીરપ્રશ્ન, સેનપ્રશ્ન ઉત્સૂત્રોદ્ઘાટન વિગેરેમાં પણ એજ ચતુષ્પર્વીને આરાધ્ય વર્ણવી છે, શાસ્ત્રોમાં બીજી તિથિઓને અરજીઆત અને આઠમ પૂનમ વિગેરેને અવશ્ય આરાધ્ય તિથિ કહી છે, પ્રવચનસારોદ્ધાર સેનપ્રશ્ન વિગેરેમાં પૌષધપ્રતિમાધારીને ચૌદશ પૂનમ તથા ચૌદશઅમાસના બેડિયા પોસહ આદેશ્યા છે, પૂજ્ય કાલિકાચાર્યે અનંતર ચોથે સંવત્સરી આદેશી પાંચમનીજ અધીનતા રહેવી છે, તેમજ પચાસ દિવસે સંવત્સરી અને પછી સીત્તેર દિવસે ચોમાસું પુરૂં. આ ગણિતમાં પણ પૂનમ અને પાંચમ તથા ચૌદશ ચોથ એ સ્વતંત્ર તિથિઓ છે, એકંદરે આ દરેક પાઠો પૂનમ અમાસ અને પાંચમની જ

મહત્તા દર્શાવે છે, માટે તે પ્રધાનપર્વો છે. તેની વધઘટ કરવી એ આરાધકને શોભતો માર્ગ નથી.

(૬) ચૌદશ પૂનમ ચૌદશ અમાસ અને ભા૦ શુ૦ ચોથ પાંચમને જોડિયાંપર્વ તરીકે કાયમ રાખવાં, તેની વધઘટ કરવી નહિ, તેને ભેળવવાં નહિ, અને એની વચ્ચે એક દિવસ વધારવો નહિ : બન્નેની અનન્તરતા રહે તેમ કરવું.

ખુલાસો—શાસ્ત્રોમાં ચતુષ્પર્વીને ફરજીયાત આરાધ્યપર્વો માન્યાં છે, તેમાં ફરજીયાત પૌષધ ફરમાવ્યા છે અને પ્રવચન સારોદ્ધાર સેનપ્રશ્નઆદિમાં પૌષધ પ્રતિમાધારીને ચતુષ્પર્વીમાં સંયુક્ત પૌષધ કરવાનું ફરમાવ્યું છે, અને પૂ૦ કાલિકાચાર્ય મહારાજે ભા૦ શું૦ ચેથ પાંચમની અનન્તરતાજ આદેશી છે, એટલે વિવેકી મનુષ્યો માટે તો એમાં શાસ્ત્રાજ્ઞાજ પ્રમાણ છે. બે પર્વોની આરાધના એક દિવસે માની લેવી, એતો ચોકખે ચોકખો આરાધનાનો લોપજ છે. માટે જોડિયા પર્વોની વધઘટ કરવી નહિ. પણ તેરશ તથા ત્રીજની વધઘટ કરી બન્નેની અનન્તરતા કાયમ રાખવી.

(૭) પર્વ તિથિની વધઘટ ન થાય પણ અપર્વ તિથિનીજ વધઘટ થાય.

ખુલાસો—આવશ્યક ચૂર્ણિ તથા તત્ત્વાર્થ ટીકા વિગેરેમાં સ્પષ્ટ કથન છે કે—શ્રાવકે પર્વતિથિને દિવસે અવશ્ય પોસહ કરવો જોઇએ, એકમ વિગેરે તિથિ એ કરે કે ન કરે તે તેની ઇચ્છાની વાત છે, ઇત્યાદિ. આ રીતે પૌષધ વિગેરેની નિયમતા હોવાથી પર્વતિથિને વિશેષે સ્પષ્ટ કરવી જોઇએ,

માટે પર્વતિથિની વધઘટ કરે નહિ, કિન્તુ અપર્વતિથિની વધઘટ કરવી જોઈએ. એ સમજી શકાય તેવી વાત છે.

(૮) ૫૯ ઘડી પ્રમાણ શુદ્ધ તિથિ માનવી, અને વાચકશ્રી ઉમાસ્વાતિજી મહારાજ વિગેરેની આજ્ઞા પ્રમાણે તિથિ વ્યવસ્થા કરવી.

ખુલાસો—જૈનદર્શનમાં ઉદયતિથિ પ્રમાણ છે અને તિથિની વધઘટ થાય ત્યારે વાચકશ્રી ઉમાસ્વાતિજીએ દોરેલ લાઈન દોરી પ્રમાણે તિથિ મુકરર કરવામાં આવે છે. પછીના દરેક આચાર્યો ઉપાધ્યાયો વિગેરેએ વિવિધ ફરમાનો કાઢી તેઓને જ અનુસર્યા છે. જેની યાદી ઉપર આવી ગઈ છે. "જૈનાગમમાં લગભગ ૫૯ ઘડી પ્રમાણજ શુદ્ધ તિથિ બતાવી છે" એ વાત લક્ષમાં રહે તો તિથિની વધઘટમા શુદ્ધ તિથિ તારવવાનો માર્ગ સરલ થઈ પડે છે, પૂજ્ય વાચકજી મહારાજની લાઈનદોરીમાં આ ઔચિત્યનો ઠીક સમાવેશ થઈ જાય છે, માટેજ વાચકજી મહારાજ વિગેરે એ બતાવેલ રીતિએ તિથિ વ્યવસ્થા કરાય એજ ઉત્તમ તિથિવ્યવસ્થા છે.

(૯) કલ્યાણકમાં ધર્માનુષ્ઠાનની મના નથી.

ખુલાસો— કલ્યાણકમાં અને કલ્યાણકતિથિમાં કલ્યાણક પ્રતિબદ્ધ અને સ્વતિથિ પ્રતિબદ્ધ ધર્માનુષ્ઠાનની થાય એવી તો શાસ્ત્રાજ્ઞા છે. કિન્તુ કલ્યાણકમાં ધર્માનુષ્ઠાન નજ થાય એવી ક્યાંય

શાસ્ત્રોક્ત નથી, જિનાગમનો આધારે ફલ્ગુમાસ તો ફલ્ગુ છે. પણ ફલ્ગુતિથિ તે ફલ્ગુ નથી જ તે માત્ર લૌકિક રીતે ફલ્ગુ છે. આથી જ જૈનાચાર્યો બીજી પૂનમને પૂનમના અનુષ્ઠાન માટે અને પહેલી બનાવટી પૂનમને ૫૯ ઘડી લેખે ચૌદશ હોવાથી ચૌદશ અનુષ્ઠાનમાટે યોગ્ય માને છે.

वृद्धौ कार्या तथोत्तरा અને अनन्तराय चउत्थीए इत्यादि તેના વિધાયક પાઠો છે.

અને ફલ્ગુમાસમાં પણ પૂજા પ્રતિક્રમણ પૌષધ તપ નિયમ વિગેરે કરાય છે, કલ્પસૂત્ર પણ વંચાય છે. આથી સ્પષ્ટ છે કે ફલ્ગુમાસમાં ધર્માનુષ્ઠાન કરી શકાય છે.

તપાગચ્છની તિથિ આચારણા ઉપર મુજબ વ્યવસ્થિત છે, આરાધકો ૧૪૫ પર્વતિથિઓને આરાધે છે અને આત્મા કલ્યાણ સાધે છે.

---

## પ્રકરણ ૬ અંતિમ શુભેચ્છા

જૈન પર્વતિથિનો ઇતિહાસ તપાસવાથી જાણી શકાય છે કે-પર્વતિથિની વ્યવસ્થા જૈન શાસનમાં ભગવાન શ્રી મહાવીર સ્વામીથી આરંભીને આજ પર્યંત એકધારી ચાલી આવે છે. તેમાં આનંદસૂરગચ્છવાલાઓએ જગદ્ગુરુની કામ ચલાઉ આજ્ઞાને ત્રૈકાલિક આજ્ઞા માની કંઇક ફેરફાર કર્યો હતો, જે આજે પ્રવૃત્તમાન નથી. અને હાલમાં આ. રામચંદ્રસુરિજીએ નવો તિથિમત પ્રવર્તાવ્યો છે જેની માન્યતા ખુલાસા સાથે ઉપર જણાવેલ છે.

હું તે આચાર્ય અને તેના સમર્થકોને આદરભાવે વિનંતિ કરૂંછું કે-આજે સ્યાદ્‌વાદને અવલંબીને લાભાલાભનો વિચાર કરી આ પોતાની નવી માન્યતાને સર્વથા ચ ડેલી દેવી જોઇએ, જો કે દિગમ્બર, ખરતરગચ્છ, સ્થાનકમાર્ગી મત, ત્રિસ્તુતિક મત વિગેરે વિગેરે મતો નીકળ્યા છે અને તેના અનુયાયીઓ પણ વધ્યા છે, તેમ કદાચ તમારો મત ચાલશે અને અનુયાયીઓ પણ વધશે, પણ એમાં આત્મકલ્યાણ નથી સંઘની છિન્નભિન્નતા છે, અને જૈનશાસનને પારાવાર નુકશાન છે. આપણા સર્વ પંડિતોએ આ શાસ્ત્રાનુસારી તિથિ વ્યવસ્થાને અપનાવી છે; આદરી છે, અને એમ આરાધનામાંજ આત્મકલ્યાણ માન્યું છે. આપણી ફરજ છે કે તેમને પગલે ચાલીને આપણે તેઓને વફાદાર રહેવું જોઇએ.

કેટલાએક સામાન્ય વિચારકોને આ વિષયનું તલસ્પર્શી જ્ઞાન હોતું નથી અને ઉપલક બેચાર વાતો જાણી એ ચાલાણીમાં પડી જાય છે અને જ્યાં ત્યાં કષાયની ઉદીરણા કરી મૂકે છે તેઓએ તેમ કરવું એ જૈનશાસનની રીતિએ ઉચિત નથીજ.

હું મધ્યસ્થ છું, વિચારકછું, સમજાુંછું, એવો દાવો ધરાવનાર કોઇ કોઇ જૈન કે જૈનસંઘ બે બાજુ પગ રાખવા જતાં અજ્ઞાનતાને અંગે વાક્‌જાલમાં અટવાઇ એકવલણવાળો બની જાય છે અને સત્યમાર્ગને ભૂલે છે અને પરિણામે એજ કદાગ્રહને અનામત રાખી પોતાના ક્ષેત્રને ચાહવાસ્થલી બનાવી મૂકે છે. જેને જિનાજ્ઞા બરાબર પરિણમી હોય તેમણે તો

આવામાં સર્વથા મૌનજ સેવવું જોઇએ અને સંઘનું ઐક્ય જોખમાય નહિં તે માટે સાવચેત રહેવું જોઇએ.

શ્રીસંઘને પણ મારી ભલામણ છે કે જે આરાધવામાં માર્ગો છે તે ત્રણેકાલે આરાધવાના જ માર્ગો છે- તેમાં વિકૃતિ દાખલ ન જ કરાય અને અત્યારે કુતર્કવાદનો જમાનો છે તેની પાછળ સંઘની મહત્તા ન ગુમાવાય એ લક્ષ્યમાં રાખી સંઘને જિનાજ્ઞા ધારી સંઘ બનાવી રાખજો તમો ચોમાસા માટે સાધુ મહારાજને રાખો તો સંઘમાં વિક્ષેપ ઉભો ન થાય, મતભેદ ન થાય; તે અંગે તડા ન પડે. આ બાબતનો વિચાર કરીનેજ સાધુ રાખજો. એટલે સાધુ વિના રહો તેને મુકાબલે સંઘમાં વિક્ષેપ ન પડે એજ વધારે લાભદાયક છે સર્વદા હિતકારક છે. માટે સાવધાન રહી સંઘનું ઐક્ય જાળવજો, શાસનનું હિત સાધજો અને આત્મ-કલ્યાણ કરજો.

અંતે શ્રમણસંઘ અવિભક્ત જૈન સંઘ બની જિનાજ્ઞા પાલે અને જૈનશાસનની અધિક અધિક ઉન્નતિ કરે એ અભિલાષા સાથે આ ઇતિહાસ પુરો કરું છું.